# અર્પણ

કોસીન્દ્રા-કાશીપુરા ગામના જે તરુણજનચિત્તે
મારા અંતરને વિકસિત કરીને જે વાણી ઉચ્ચારાવી છે;
જેમના પ્રેમે મને ભાષા દીધી છે
જેમના ભાવે મારા ભાવને ઉદ્દીપ્ત કર્યો છે—
નર—નારી—નિર્વિશેષે બાળ – યુવા – વૃદ્ધ – નિર્વિશેષે
કોસીન્દ્રા-કાશીપુરાના એવા સમસ્ત તરુણજનચિત્તની પાસે
મારી પ્રીતિનો આ સામાન્ય ઉપહાર.

# નિવેદન

શાન્તિનિકેતનના આચાર્ય શ્રીક્ષિતિમોહન સેનથી ગૂજરાત હવે તો સુપરિચિત છે. એમના જ્ઞાનની સરખામણી ગંગામૈયાના ધીરગંભીર વહેણની સાથે જ થઇ શકે. એવા શ્રીક્ષિતિમોહન સેન લિખિત 'ચીન-જાપાનની યાત્રા' સરસ્વતી ગ્રન્થમાળામાં આપતાં અત્યંત આનંદ થાય છે. શ્રી બાબુજીનો પ્રથમ પરિચય ગૂજરાતને તેમણે કૌસીન્દ્રામાં આપેલી અને કટકેકટકે 'પ્રસ્થાન'માં પ્રસિદ્ધ થયેલી 'ચીન-જાપાનના પ્રવાસ' નામની લેખમાળાથી જ થયો એમ કહી શકાય. એ લેખમાળા ખૂબ જ લોકપ્રિય થઇ હતી તેથી, અને શ્રી બાબુજીનો એ અમૃતભંડાર ગુજરાતી સાહિત્યમાં જળવાઇ રહે એ હેતુથી એ આખી લેખમાળા પુસ્તકરૂપે આપવાનો વિચાર આવ્યો. એ દષ્ટિથી આખી લેખમાળા ફરીથી જોઈ જઇ તેમાં સુધારાવધારા કરવા શ્રી બાબુજીને વિનંતિ કરતાં તેઓશ્રીએ તે સહર્ષ સ્વીકારી અને અનેક સુધારાવધારા કરી આપ્યા તે બદલ અમે તેઓશ્રીના અત્યંત આભારી છીએ.

આવી અમૂલ્ય વાણી ગૂજરાતને પ્રાપ્ત કરી આપવા બદલ શ્રી કરુણાશંકરભાઇનું ગૂજરાત ઋણી રહેશે.

પ્રકાશક

# ભૂમિકા

પોતાને જાણવાને કઠણુ સાધનાની જરૂર છે. આપણા ઋષિમુનિઓ પોતાને જાણવાને માટે કેટલી તપશ્ચર્યા કરી ગયા છે!

અને પારકાને ઓળખવું એથી ય ભારે છે, કારણુ કે તેમા લોભ, મોહ, ક્ષુદ્ર સ્વાર્થ, બુદ્ધિ વગેરે અનેક મુશ્કેલીઓ વચમાં નડે છે. આથી બીજાને પણ ન જણાય અને પોતાની જાતને પણ યથાર્થ ન જાણી શકાય. આથી જ પ્રાચીન કાળના મુનિઓએ, જેમનું પ્રધાન લક્ષ્ય હતું આત્માનુસંધાન, દેશ–દેશાંતરમાં, તીર્થમાં પરિભ્રમણ કર્યું હતું.

તે સમયની તીર્થયાત્રામાં અનેક પ્રકારના વિઘ્નો, વિપદો અને અડચણો નડતી. આથી મહાન તપસ્યા સિવાય કોઈ પણ તીર્થયાત્રા માટે બહાર નીકળી શકતું નહિ. હાલમાં દેશાટન ( touring ) અત્યંત સુગમ થઈ ગયું છે, અને લોકો લઘુભાવે જ્યાંત્યાં દોડાદોડી કરી શકે છે. પરંતુ આમાં નથી ભક્તિ, નથી શ્રદ્ધા. છે કેવળ કૌતુહલ, ચરિતાર્થતા અને પોતાની યાત્રાનું અભિમાન.

પ્રાચીન કાળમાં ભારતમાંથી ચીનમાં અને ચીનમાંથી ભારતમા અનેક તીર્થયાત્રીઓ જતા આવતા તે સમયે માર્ગમા કેટલો કલેશ, કેટલાં દુઃખ, કેટલાં વિઘ્નો હતા. એટલે તે યાત્રા જ એક તપસ્યા હતી.

અમે જ્યારે ચીનની યાત્રા કરી ત્યારે વર્તમાનકાળની કૃપાથી કાંઈ પણ દુઃખ વેઠવું નથી. આ પ્રમાણે વિના તપસ્યા પણ જોઈ શકાયું ! પણ વિના તપસ્યા શું કોઈના અંતરમા પ્રવેશ કરી શકાય ? સમસ્ત ચીન જાતિમા જે આધ્યાત્મિક સાધના રહેલી છે તે શું સહજમા જોઈ શકાય ?

પણ એક સુયોગ એ હતો કે એક મહાકવિ અને ગુરુ સાથે યાત્રા કરી હતી જે વસ્તુ સહજમા પ્રતિભાત થતી ન હતી, તે તેમની તપસ્યાના પ્રકાશથી સ્પષ્ટ થઈ. જેમનુ દર્શન થવુ ય દુર્લભ હતુ, તેવા લોકનાં ટોળેટોળા એકત્ર થતા અને વિના તપસ્યા અમારે માટે સુલભ થતા. સઘળાં રુદ્ધદ્વાર ખુલી ગયા, સઘળા વિઘ્નો અપગત થયા.

આમ છતા ય જો કાંઈ જોઈ ન શકાયુ હોય તો તે અપરાધ મારો છે. હકીકતો અનેક થઈ છે, વાતો માટે સામગ્રી પણ ઘણી છે. તે સર્વેનો ઉલ્લેખ અહીં કર્યો છે તેમ નથી.

આ વ્યાખ્યાનોમા ક્રોસીન્દ્રા અને કાશીપુરાના બાળકો પાસે જે કાંઈ કહ્યુ છે તે ચીનના આંતરિક સત્યને જણાવવાના ઉદ્દેશથી પ્રેરાઈને જ, એટલે જેઓ કેવળ વાતો જાણવા માગતા હોય તેઓ નિરાશ પણ થાય.

અને કદાચ કેટલીક હકીકતો મારા કથનને અનુકૂળ ન પણ હોય; પરંતુ જે સર્વોત્તમ છે અને જેની સહાયતાથી એક જાતિના ચિત્તમંદિરમાંથી બીજી જાતિના ચિત્તમંદિરમાં પ્રવેશ કરી શકાય, તે મેં યથાસંભવ ઉપસ્થિત કરવાનો પ્રયાસ કર્યો છે.

ચીન–જાપાનના ચિત્તમંદિરમાં પ્રવેશ કરવાને જેઓ ઇચ્છતા હોય તેમને આ પુસ્તકથી બિંદુ માત્ર પણ ઉપકાર થાય તો મારો પ્રયત્ન સાર્થક ગણીશ.

શાંતિનિકેતન — ક્ષિતિમોહન સેન
તા. ૨૫-૪-૩૪

## વ્યાખ્યાન પહેલું

ચીનમાં અમો કેવી રીતે ગયા તે સંબંધી એકબે વાત કહેવાની છે. ભારતના બૌદ્ધ સાધનાશાસ્ત્રના (વિશેષતઃ ભક્તિપ્રાધાન્ય અંશના) અભ્યાસ માટે કેટલાક પુસ્તકો એવાં છે કે જે માત્ર ચીનમાં જ છે. તે બધા ગ્રંથો પહેલા તો આપણા જ હતા પણ હાલ તે મૂળ ગ્રંથો અહીં જોવામાં આવતા નથી. આપણા દેશમા તે બધા પ્રાચીન ગ્રંથો મળતા નથી તેથી કેટલાક યુરોપિયનોએ એવુ અનુમાન કર્યું છે કે ભારતનો ભક્તિમાર્ગ ક્રિશ્ચિયન ધર્મમાથી જન્મ્યો છેઃ કારણ કે બીજી સદીમા ખ્રિસ્તી ધર્મનો એક પંથ ભારત વર્ષના દક્ષિણવિભાગમા મદ્રાસ ઈલાકામા વસેલો હતો અને ભક્તિમાર્ગના આચાર્યો–રામાનુજ, મધ્વાચાર્ય વગેરે પણ એ દેશમા જન્મેલા. પણ વિદ્વાનો કહે છે કે એટલી સહેલાઈથી એવું અનુમાન કાઢવુ યોગ્ય નથી, કારણ કે એવા પુસ્તકો કદાચ ભારતવર્ષમાથી મળી આવે, કે જે ઉપરથી તે પુસ્તકો અહીં હતા તેમ જાણી શકાય. એવામા અશ્વઘોષનો 'શ્રદ્ધોત્પાદ શાસ્ત્ર' નામનો ગ્રંથ મારા જોવામા આવ્યો. આ

ગ્રંથનું મૂળ જો મેળવવામાં આવે તો યુરોપિયનોનું અનુમાન ખોટું પડે અને સત્ય હકીકત બહાર આવે. આ તેમ જ ભારતવર્ષની બીજી હકીકત મેળવવા ચીનની ભાષાનો અભ્યાસ કરવાની મેં શરૂઆત કરી. તે વખતે ચીનમાં જવાનું અને રહેવાનું થશે એવો ખ્યાલ સરખોયે ન હતો. વળી મારું કાર્યક્ષેત્ર, ભારતવર્ષ છે તેથી તેનો ત્યાગ કરી બીજા દેશમાં જવું અશક્ય હતું, કારણ કે જરૂરપૂરતો ગ્રંથસંગ્રહ ભારત વર્ષમાંથી જ મળી આવે એમ હતું. પરંતુ કોણ જાણે ક્યા કારણથી શ્રીગુરુદેવની સાથે પત્રવ્યવહાર ચાલેલો અને તે પ્રમાણે સંસ્કૃતના પંડિત લઈ જવાની વાત થઈ. તે વખતે તો મેં એનો અસ્વીકાર કરેલો, કારણકે ચીન મારું કાર્યક્ષેત્ર ન હતું. વળી ચીનનો અભ્યાસ પ્રો. સિલ્વન લેવીની પાસે કરવાનું ઠીક પડે એમ હતું. બે વર્ષ પછી ત્યાંના વિદ્વાનો તરફથી શ્રીગુરુદેવને નિમંત્રણ આવ્યું ત્યારે તેમાં એવી પણ વિનંતિ હતી કે ભારતવર્ષના પંડિતોને પણ સાથે લાવજો. શ્રીગુરુદેવને વિચાર થયો કે વિદ્વાનોને કેવી રીતે લઈ જવા? પણ કલકત્તાના બિરલા બધરોંએ ખર્ચ આપવાનું માથે લીધું એટલે શ્રીગુરુદેવે મને સાથે જવા કહ્યું. ત્યારે મેં કહ્યું કે મારા કરતા વધારે યોગ્ય માણસો છે તેમને લઈ જાઓ તો સારું. એમ કહી હું નિશ્ચિંત થયો. શ્રીગુરુદેવ ચીન જવા નીકળવાના હતા તે પહેલાં ચારપાંચ દિવસ અગાઉ તેમને મળવા હું કલકત્તા ગયો. ત્યારે સર્વે મને જોઈ હસવા લાગ્યા. બધાએ મને પૂછ્યું: 'તમારો બધો સરસામાન બાંધી તૈયાર થયા છો કે?' મને થયું હું તો

પારકાની જાનમા આવેલો પણ આ તો મને જ પરણાવવાની વાત! મેં વિચાર્યું હતુ કે નંદલાલ બોઝ જેવા વિદ્વાન ચિત્રકાર ચીનમા જાય એ જ વધારે યોગ્ય છે, કારણકે એમના જવાથી ચીન અને ભારતવર્ષની ચિત્રકળાનો સુયોગ પણ થાય મેં પૂછ્યુ કે પાસપોર્ટ વગેરેની શી વ્યવસ્થા છે? ઉત્તર મળ્યો કે બધી વ્યવસ્થા થઈ ગઈ છે! ચારપાચ દિવસમા બંધુમાધવોએ ઝભ્ભો, ધોતિયુ વગેરે કપડાની વ્યવસ્થા કરી નાખી. મને તો ખબર પણ નહિ કે મારી પાસે શો સામાન છે! મે તો કેટલાક પુસ્તકો ઝપાટો ભેગા કરી લીધા, કારણ ચીન તો રહ્યો ગંભીર પંડિતોનો દેશ. તેમની સાથે બધી જ વાતચીત બહુ સાવધાનીથી કરવાની હોય છે. જહાજમા જઈ સામાન જોયો તો કેટલીક ચીજો તો છ જણને જોઈએ તેટલી હતી, જ્યારે કેટલીક મુદ્દલ જ ન હતી વિચાર કર્યો કે તે ચીજો રંગુનથી લઈ જઈશુ.

મુશ્કેલી એ હતી કે અત્યાર સુધી ચીનનો પરિચય ચીની મોચી, ચીની સુતાર વગેરે ઉપરથી થયો હતો. જેમ ભારતવર્ષમાથી ધાણકા, કોળી વગેરે મજૂરો પરદેશ જાય અને તે ઉપરથી ત્યાના લોકો, ભારતવર્ષની સભ્યતાનુ અનુમાન કરે તેના જેવુ ચીનના સબધમા આપણે કરીએ છીએ પ્રથમ રંગુન જઈ કેમેનડાઇનમા એક ચીની વિશાળ કૉલેજ જોઈ ત્યા ચીનની સભ્યતા, પાંડિત્ય અને ભદ્રતાનો થોડોઘણો પરિચય મેળવી મલય દ્વીપકલ્પમા ગયા મલયમાથી સ્ટ્રેઈટ સેટ્લમેંટમા ગયા. ત્યા સંસારમા છ કલાક સુધી સ્ટીમર થોભી મને વિચાર આવેલો કે સમુદ્રયાત્રામા કેવી

લહેર છે ! પરંતુ જ્યારે સ્ટ્રેઈટ્સમાંથી ઊપડયા અને ભારત વર્ષની સભ્યતાવાળા બન્ને બાજુના દ્વીપકલ્પો વચ્ચે થઈને પાસિફિક મહાસાગરમાં પેઠા ત્યારે મોટા મોટા તરંગો આવવા લાગ્યા, અને ત્યારથી બધા આરામખુરશીમાં પડી રહેવા લાગ્યા—કાંઈ પણ કરવાની વૃત્તિ જ ન થાય.

### હૃદય જીતવાની કળા

ચીન દેશના લોકો તરફથી જે પહેલું અભિનંદનપત્ર મળ્યું તે હાથીદાંતની પેટી ઉપર કોતરણી કરી બંગાળી અક્ષરમાં લખેલું હતું અને તે પર શ્રીગુરુદેવનું નામ બહુ સુંદર રીતે કોતરેલું હતું. કલકત્તાના ચીનના કોન્સલ પાસેથી અક્ષરનો ફોટો મંગાવી તે પરથી એમણે કોતરેલું હતું. આ ઉપરથી સમજાય છે કે મનુષ્યનું હૃદય કેવી રીતે જીતી શકાય તે ચીનના લોકો સારી રીતે જાણે છે. જો કોઈ ઓછી સભ્યતાવાળા દેશમાં ગયા હોત તો પ્રશ્ન પુછાત કે બંગાળી સારી ભાષા છે ? તે સહેલાઈથી લખી શકાય છે ? પણ આ લોકો તો જાણતા હતા કે બંગાળી અમારી અંતરની ભાષા છે, અને તે સારી રીતે લખી હોય તો અમે પ્રસન્ન થઈએ.

જ્યારે હોંગકોંગ પહોંચ્યા ત્યારે સન-યાત-સેન કોન્સલના સેક્રેટરીએ કેન્ટોનમાં જવાનું કહ્યું, કારણકે દક્ષિણ ચીનનું તે મુખ્ય સ્થાન હતું. અમે કહ્યું: 'પણ અમે શાંગહાઈ સુધીની વ્યવસ્થા કરેલી છે, તે કેવી રીતે ફેરવી શકાય ?' તેમણે કહ્યું : ' એવી વ્યવસ્થા કરવી અઘરી નથી. ' આ પરથી

એમ ન જાણવું કે તે આપખુદ હતા. પણ તે લોકપ્રિય હતા તેથી જ એમ કરવાને સમર્થ હતા. અમે કહ્યું: 'વૃક્ષના મૂળમાં જલસિંચન થાય તેવી રીતે ચીનની રાજધાની, અને વિદ્યા તથા સંસ્કૃતિના મૂલસ્થાન પેકિનથી અમારી યાત્રાનો આરંભ થાય એ યોગ્ય છે અને શ્રીગુરુદેવનું પહેલું ભાષણ પણ પેકિનમાં જ થાય એ ઇચ્છવાયોગ્ય છે. એટલે સનન્યાત-સેનના સેક્રેટરીએ કહ્યું: 'આપની વાત યોગ્ય છે.'

## આદર્શ અને વ્યવહાર

સનન્યાત-સેનના કહેવાથી માલમ પડ્યું કે તેમનું રાજ્ય કેવળ વ્યવહાર પર નહિ પરંતુ આદર્શ પર પણ રચાયેલું છે તેથી અમને તેમને માટે શ્રદ્ધા અને વિશ્વાસ ઉત્પન્ન થયાં. સનન્યાત-સેનના તરફ શ્રદ્ધાવાળા અનેક માણસોને અમે જોયા અને તેમાંના એકને અમે નમ્રતાપૂર્વક પૂછ્યું: 'આપની જાતિ તો બહુ ઉપયોગિતાવાદી છે. તો તમારા રાજ્યની પ્રતિષ્ઠા સર્વોચ્ચ આદર્શ ઉપર છે તે અમારા માનવામાં નથી આવતું !' તેમણે કહ્યું: 'વિશ્વશક્તિથી પ્રતિકૂળ થઈ કામ કરીએ તો તે આઘાતરૂપ થઈ પડે અને જો તે શક્તિને અનુકૂળ થઇ કામ કરીએ તો સ્વાભાવિક પુષ્ટ હોય તે અવશ્ય પ્રાપ્ત થાય. આદર્શ એ સમસ્ત મનુષ્યજાતની સ્વીકૃત વિશ્વસનીય સત્યની પ્રતિષ્ઠાભૂમિ છે. અમે તો નવીન શક્તિ મળે એવી ઘટનાઓ ઘડીએ છીએ અને તે જો આદર્શ ઉપર ન ઘડીએ તો કેવી રીતે ટકે ? નૂતન વસ્તુ પ્રથમથી જ સુપ્રતિષ્ઠિત હોવી જોઈએ, નહિ તો

પ્રતિષ્ઠાહીન વસ્તુની માફક તે બે દિવસમાં તૂટી પડે.' મને વિચાર આવ્યો કે નવીન શક્તિનો સંચાર થતો હોય તે વખતે આદર્શ વગર પણ ચલાવી લેવાય એવી માન્યતાવાળા જો આ રીતે વિચારે તો કેટલો લાભ થાય? એમણે ચીનની વાસ્તવિક શક્તિ આ પ્રમાણે ઉત્પન્ન કરી છે.

ત્યાંથી અમો શાંગહાઈ ગયા. ત્યાં અમોએ જોયું કે ચીનના લોકો ઠીંગણા ન હતા, પણ દીર્ઘાકાર, સુંદર, શ્રીમાન, પ્રતિભાશાળી અને નેત્રમાં વિદ્વત્તાના તેજવાળા હતા. પહેલાં ત્યાંનું રાષ્ટ્રીય વિશ્વવિદ્યાલય જોયું અને તેના અધ્યાપકો સાથે વાતચીત કરી. તેમાંના પ્રત્યેક એવા ગંભીર પંડિત હતા કે તેમનો પરિચય આપવો કેવળ અશક્ય છે.

## હેંગચાઉના રસ્તે

શાંગહાઈથી એકસો પચાસ માઈલ દૂર હેંગચાઉ સરોવર ઉપરના હેંગચાઉ શહેરમાં શ્રીગુરુદેવને નિમંત્રણ આપ્યું હતું. ત્યાં જવાનું નક્કી કર્યું. અમારા સાંભળવામાં આવ્યુ હતું કે હેંગચાઉ સરોવર માનસરોવરના જેવું છે, અને તેની આજુબાજુના માનસિક વાતાવરણમાં સભ્યતા, ઉત્કૃષ્ટતા અને વિદ્યાકળાનો વિસ્તાર છે. માર્કોપોલોએ પણ મધ્યયુગમાં તે સરોવરની આજુબાજુ ઘણો વખત ગાળ્યો હતો. પહેલાં ચારસો વર્ષ ઉપર ભારતવર્ષમાંથી સાધુપુરુષો ગયેલા તે તિબેટમાં થઈને ચીનના પશ્ચિમભાગમાં ગયેલા, અને પછીથી જે ગયેલા તે હેંગચાઉ ગયેલા. ચોથીથી આઠમી સદી સુધી ભારત અને ચીનનો સંબંધ ગાઢ હતો.

આ હેંગચાઉમાં જવાનું થશે એમ સાંભળી અમને અત્યંત આનંદ થયો. શાંગહાઈથી ચાલ્યા. માર્ગે નાની નાની નદીઓ અને મોટી મોટી નહેરો પણ આવતી હતી. તેમાં ગ્રેંડ કેનલના આદિ અને મુખ્યભાગની લંબાઈ ૬૫૦ માઈલ છે અને તેમાંથી બીજી મોટી શાખાઓ કાઢેલી છે. તે બધીની કુલ લંબાઈ ૧૫૦૦ માઈલ થાય. ગ્રેંડ કેનલ એરન નદીના પહોળામાં પહોળા પટથી સોળગણી પહોળી હતી. ઈ. સ. પૂર્વે ૪૦૦ વર્ષ પહેલાં બંધાવા માંડી હતી અને બેહજાર વર્ષથી તે વપરાશમાં છે. તે મુખ્ય નહેર છે અને એમાંથી નીકળતી નાની નહેરો ઘણી છે. એની મારફત રણુ અને ફળદ્રૂપ નહિ એવી ભૂમિ પર વિજય મેળવાયો છે. લાખો લોકોની રણુ જેવી જમીન એની સહાયતાથી ફળદ્રૂપ થયેલી છે.

## મિશનરીઓ

હેંગચાઉ શહેરમાં ગયા, ત્યારે ખ્રિસ્તી પાદરીઓનું એક મંડળ ત્યાં ઊભું હતું. તેમનામાંના એક-યુરોપીઅન-કલકત્તામાં આવી ગયેલા હતા. તેમણે અમારો સત્કાર કરી અમને અતિથિ થવાનું નિમંત્રણ કર્યું; પણ અમને એમ લાગ્યું કે એથી કરીને અમે ચીનનો યોગ્ય પરિચય મેળવી શકશું નહિ; કારણ કે મિશનરીઓ ઘણુંખરું દેશના આત્મામાં પ્રવેશ કરી શકતા નથી. અને અમે તો બધું સ્વચક્ષુએ જ જોવાની ઇચ્છા રાખતા હતા તેથી એમનો આભાર માની અમે ચીનવાસીઓનું જ આતિથ્ય ગ્રહણ કર્યું.

મહાપુરુષ ખ્રિસ્તના સત્યને જેઓ વહન કરે છે તેના કરતાં તેઓ જાતીયતા અને રાષ્ટ્રબુદ્ધિને વધારે માને છે.

## બે સાચા ખ્રિસ્તીઓ

સાચા ખ્રિસ્તીઓને અમોએ ત્યાં ન દીઠા એમ મારું કહેવાનું નથી. ત્યાં ગિલ્બર્ટ રીડ જેવા સાચા ખ્રિસ્તી પણ છે જ્યારે યુરોપનું મહાયુદ્ધ જાગ્યું ત્યારે તેની વિરુદ્ધ તેમણે ચળવળ કરેલી તેથી યુરોપનાં રાષ્ટ્રોએ એંશી વર્ષના એ વૃદ્ધને કારાગારમાં પૂરી બહુ દુઃખ આપેલું. ચીન સંબંધી તેમણે જે પુસ્તકો લખ્યાં છે તે સૌ કોઈ શ્રદ્ધાપૂર્વક વાંચે છે. વળી એક ડૉક્ટર જોનસને પણ ત્યાંના સાધુઓ પાસે દીક્ષા લઈ સંન્યાસી થઈને ધર્મભાવનામાં જીવન અર્પેલું છે. અત્યારે ચીનના સમ્રાટે પોતાના શિક્ષણને માટે તેમને રોકેલા છે. તેઓ સમ્રાટના રાજમહેલમાં રહેવા છતાં સંન્યાસી જેવું જીવન ગાળે છે. તેમણે ચીનની ભાષા અને પ્રવાસ વિશે જે પુસ્તકો લખ્યાં છે તે પ્રમાણભૂત ગણાય છે. તેમણે ધર્મ વિશે પણ ખૂબ સુંદર ગ્રંથો લખ્યા છે. આવા બે સાચા ખ્રિસ્તીઓ હોવા છતાં બીજા મિશનરીઓ જે ચળવળ ચલાવે છે તે જોઈને ખ્રિસ્તને પોતાને પણ દુઃખ થતું હશે.

હૅંગચાઉમાં એક એવો માણસ મળ્યો કે જે હિંદુસ્તાનના માણસ જેવો લાગતો હતો. તે મિશનરી હતો. એણે અમને બંગાળીમાં પૂછ્યુંઃ 'તમે મારે ત્યાં નહિ આવો?' અમે કહ્યુંઃ 'અમે ચીનના અતિથિ થઈને આવ્યા છીએ એટલે ત્યાં આવીએ તો શોભે ખરું?' સરોવરતીરે પૅલેસ હોટેલ

નામે એક નૂતન પ્રાસાદની વ્યવસ્થા હતી તેમાં રહેવાની અમારી યોજના થઈ.

## ચીનનું વારાણસી

હેંગચાઉ સરોવરની આસપાસ કાશીની માફક પુષ્કળ મંદિરો છે, અને અગણિત તીર્થયાત્રાળુઓ ત્યાં આવે છે. ત્યાં અનેક સાધુસંન્યાસીઓ મંત્ર જપતા હતા; તે પરથી લાગતું હતું કે તે તીર્થભૂમિ છે. ત્યાંના મંદિરમાં એક વજ્રકૂટ છે. એ મંદિર ભારતના શિલ્પીઓએ તૈયાર કરેલું અને ભારતના સાધુઓએ પ્રતિષ્ઠિત કરેલું છે. તે ભારતના મંદિર જેવું છે. તે દિવસે બંગાળી વર્ષનો પહેલો દિવસ હતો. તે મંદિર જોઈને જાણે ભારતની સાથે હૃદયનો યોગ થયો હોય એમ લાગ્યું. સરોવરમાં નાના નાના દ્વીપો છે અને તે પર નાનાં નાનાં મંદિરો છે. અહીંની વિવિધ પંડિતમંડળીઓ સાથે વાર્તાલાપ કરવાનો આરંભ થયો.

## કવિમિલન

આ સ્થળેથી ઘણા દૂરના અંદરના ભાગમાં એક મોટા કવિ રહેતા હતા. શ્રીગુરુદેવને મળવાને માટે તેઓ રાત્રે આવી આવી પહોંચ્યા. તેમણે શ્રીગુરુદેવને કહ્યું: 'કે આપનાં દર્શન કરવા હું આવ્યો છું. આટલો લાંબો પ્રવાસ કરી જાણે એક તીર્થની યાત્રાએ આવ્યો હોઉં એમ લાગે છે. હું તો અસ્તગામી સૂર્ય છું, પણ જે અરુણોદયનો સૂર્ય ઊગે છે તેને મારી પૂર્ણ પ્રણતિ અર્પીને હવે વિદાય લેવાની ઇચ્છા છે. શ્રીગુરુદેવના કરતાં તેમની ઉંમર વીસેક વર્ષ વધારે હતી.

ભારતવર્ષ સાથે ચીનનો સંબંધ રહે એમ વિચારી તેમણે પોતાના પુત્રને જર્મનીમાં સંસ્કૃત શીખવા મોકલ્યો હતો. તેમણે બે કલાક શ્રીગુરુદેવની સાથે વાત કરી તે પરથી એમ લાગતું હતું કે ૭ હજાર વર્ષની ચીનની સભ્યતા જાણે કાવ્યરૂપે એમના મુખથી વહી રહી છે. જેમ સમસ્ત સ્વર્ગની પવિત્ર સુધાધારા ગોમુખથી ગંગારૂપે વહે છે, તેમ ચીનના પ્રેમની ધારા કવિમુખમાંથી નીકળી વાર્તાલાપમાં વહી રહી છે એમ લાગ્યું અને ભારતવર્ષના કવિ શ્રી ગુરુદેવે જે ઉત્તર આપ્યો તે પણ ચીનની પ્રાચીન સભ્યતાને અનુરૂપ જ હતો. મારું કામ તે ધન્યક્ષણોએ માત્ર ચોરી કરી એ ઉદ્ગારો નોંધી લેવાનું હતું. જેમ કોઈ નવ પરિણીત દંપતીની વાતચીત કોઈ છાનોમાનો સસંકોચ સાંભળી લે તેમ સંકોચપૂર્વક હું એ નોંધી લેતો હતો. બે સાહિત્ય અને ધર્મ સબંધી ઘણું લખ્યું છે, પણ જે આ બે કલાકમાં લખ્યું તે આખા જીવનમાં નથી લખ્યું. રાત્રિના બાર વાગે કવિશ્રીએ કહ્યું 'હવે મને વિદાય દ્યો. મારા સમસ્ત જીવનમાં સંચિત કરેલો અર્ધ્ય આપને ચરણે અર્પીને આશીર્વાદ લઈને જાઉં.' અમે કહ્યું 'આપને માટે પથારી તૈયાર કરી છે તો અહીં જ સૂઈ રહો.' તેમણે કહ્યું 'હવે તો આ મારો સાધનાનો સમય છે તેથી હું જનપદમાં રહેતો નથી. આજની આખી રાત્રિ અને કાલનો આખો દિવસ પ્રવાસ કરી મારા આશ્રમમાં પહોંચી જઈશ. મને લાગ્યું કે જો હું આપના દર્શને ન આવું તો ચીનની કાવ્યદેવીએ ભારતની કાવ્યલક્ષ્મીનો અપરાધ કર્યો ગણાય

તેથી એકસો વર્ષની ઉંમર હોત તોય અહીં આવ્યો હોત મારૂ કામ અહી આવી મે પૂરૂ કર્યું છે હવે જીવનના જે થોડા દિવસ રહ્યા છે તે મારા આશ્રમમા જઈ વિતાડુ. માટે હવે મને વૃદ્ધને વિદાય આપો '

## સરોવરની સહેલ

શાગહાઈ નૅશનલ યુનિવર્સિટીના અધ્યાપક પ્રો સ્યુ જેટલા વિદ્વાન હતા તેટલા જ મસ્ત હતા પ્રાચીન સાહિત્યમા, યુરોપના સાહિત્યમા અને કળાના વિષયમા તેમનુ જ્ઞાન ઘણુ ઊંડુ હતુ આ ગભીર જ્ઞાનીજન બાળક સાથે રમતગમતમા એવો તો રસ લેતા કે જાણે બગાળના ઠાકુર દાદા તેમણે પૂછ્યુ 'રાતના આપ ઊંઘવાના ખરા કે?' અમે કહ્યુ 'હા' તેમણે કહ્યુ "આવા સુદર સરોવર પર કૌમુદી વિસ્તરી હોય ત્યારે ઊંઘે તે શુ માણસ કહેવાય!" આ સાભળી વિદ્યાર્થીઓ નિશાળમાથી નાસી જાય તેમ શ્રીગુરુદેવની પાસે રજા લઈ અમે તે આખી રાત્રિ નૌકામા ગાળી, અને વાગોળની માફક ચાર વાગે આવી સૂઈ ગયા આખી રાત્રિ જુદા જુદા ટાપુના મદિરોમા ફરતા ફરતા પ્રો સ્યુ પ્રાચીન ચીની કાવ્યો સુમધુર કંઠે ગાતા તે અમે સાભળતા અને પ્રોફેસર સાહેબ પાછા ગાભીર્ય છોડી વિનોદ અને તોફાન કરતા આમ રાત્રિ પછી રાત્રિ એમ ઘણી રાત્રિઓ પસાર કરી આવા જાગરણોથી દિવસે જ્યારે અમારી આખ તદ્રાથી ઘેરાઈ જતી ત્યારે શ્રીગુરુદેવ પૂછતા 'તમને નિદ્રા કેમ છોડતી નથી?' અમે જવાબ આપતા 'આ સરોવરે આવીને અમારી નિદ્રા વધી ગઈ છે '

## સંન્યાસીનું આતિથ્ય

એક વખત રાત્રિએ હોડીમાં ફરતા ફરતા એક અમે દ્વીપ આગળ ગયા. એટલામાં એક વૃદ્ધ સંન્યાસી દીવો લઈ બહાર આવ્યા અને બોલ્યા : 'આપ અહીં જરા ઊતરશો ?' અમે કહ્યું: 'નૌકા લઈ ફરવા નીકળ્યા છીએ ત્યાં આવી રીતે ઊતરવું એ યોગ્ય છે?' સંન્યાસીએ કહ્યું: 'આ નિર્જન ટાપુમાં હું એકલો એકાંતમાં રહું છું. અને જો કોઈ અતિથિ આવે તો તેની સેવા કરવા આતુર છું. આપને બોલતા સાભળી આ પ્રવાસીઓને તરસ લાગી હશે એમ અનુમાન કરી, ચા તૈયાર કરીને આપને તેડવા આવ્યો છું.' આ એકાન્તપ્રિય વૃદ્ધ સંન્યાસીની માતાના જેવી વત્સલતાથી અને અમારી સેવા કરવાની તેમની પ્રબળ ઇચ્છાને માન આપી અમારી ઇચ્છા નહોતી છતાં નૌકામાંથી નીચે ઊતર્યા. તેમના ઘરમાં ગયા ત્યારે દીવાના પ્રકાશમાં અમને જોઈને તેઓ બોલ્યા : 'આપ તો વિદેશી દેખાઓ છો !' અમોએ ઉત્તરમાં કહ્યું: 'હા, ભારતવર્ષમાંથી અમે આવીએ છીએ.' વૃદ્ધે સાનંદાશ્ચર્યથી પૂછ્યુ : 'ભગવાન બુદ્ધે જે દેશમાંથી સત્ય પાઠવ્યું તે દેશના લોક.' તરત જ તે સંન્યાસી અમને પ્રેમભાવે ભેટયા અને કહ્યું: 'મૃત્યુ પહેલા ભગવાન બુદ્ધના દેશના માણસોની સાથે આમ ચંદનશીતળ જેવો સ્પર્શ કરવાને હું ભાગ્યશાળી થઈશ એવી તો મને સ્વપ્ને પણ કલ્પના ન હતી.'

### લિંગઇયન વિહાર

એવી રીતે કેટલાક દિવસ ત્યાં ગાળ્યા. ત્યારપછી અમે

સાભળ્યુ કે લિંગયયન નામનો એક મોટો વિહાર હેંગચાઉની બાજુમા જ હતો અને ભારતના સાધુઓ ત્યા જતા, અને રહેતા હતા. વુઇલી (ચીનના લોકોએ નામ આપ્યું હતું)– એ ત્યા જઈને એ વિહાર સ્થાપન કર્યો હતો. શ્રીગુરુદેવને લીધા સિવાય અમે ત્રણ જણુ ત્યાં ગયા. ત્યા જતા રસ્તે કાશીની માફક મંદિરોનો સમૂહ વધતો જતો હતો ત્યા એક મોટો ઓરો હતો; કે જેમા જુદી જુદી ગુફાઓનો જથો હતો. એ સ્થળ શાગહાઈથી આટલું સમીપ હતું તેની અમને ખબર ન હતી. એ ગુફાના ચિત્રોમાં કાશીના મોટા આચાર્યો જેવા દશબાર જણુ બેઠા હતા. શિલ્પીઓએ એમને પોશાકમાં એક ધોતિયુ અને એક ઝબ્બો પહેરાવ્યા હતા. તેમના ચહેરા દાત વિનાના વૃદ્ધ પડિતો સંસ્કૃત બોલતા હોય તેવા હતા. ગાલ મોટા મજબૂત અને જોતા બીક લાગે એવા હતા. આ ગુફાના ચિત્રો કાશીમાં મેં જે વૃદ્ધ પડિતોની પાસે અભ્યાસ કરેલો તેમને બરાબર મળતા આવતા હતા. એ ચહેરા ભારતવર્ષના લોકોના જેવા જ હતા. પણ આશ્ચર્યની વાત એ હતી કે ત્યા જે ચિત્રો હતા તેમા ચીનના લોકો માટે ભોજનની સામગ્રી વગેરે લઈ જતા હોય એવા તેમને ચીતર્યા હતા. છબી પાડી લેવાય તેટલો પ્રકાશ તે ગુફામા ન હતો. અને અમારી પાસે કોરા કાગળો ન હતા. તેથી શ્રી. નદલાલે અમારી પાસે જે એક બાજુએ લખેલા કાગળ હતા તેમા સ્કેચ લેવા માડ્યા. એલ્મ હર્સ્ટ સાહેબના ગજવામા બેંક-નોટ હતી તેની પાછલી બાજુએ પણ ચિત્ર દોરવા માડ્યાં. (ઘેર ગયા પછી એ નોટ પરથી સારા કાગળ પર નકલ

કરી લીધી હતી. ) એ એન્કનોટ જેના હાથમાં જશે તે પણ વિચારશે કે કયા મસ્તે આ સુંદર ચિત્રો કાઢ્યાં હશે ? અમારા એક સાથીનું થોડા વખત પછી લગ્ન થવાનો સંભવ હતો. તેમની પ્રણયિનીની સાથે જે પત્રવ્યવહાર થયેલો તેમાંના કેટલાક પત્રો ખિસ્સામાં હતા. તેમાંથી એક બાજુ પર લખાયેલા પત્રો પણ બીજી બાજુએ ચિત્રોથી ભરાઈ ગયા ! એલ્મ હર્સ્ટ સાહેબના પત્રોની પણ એવી જ અવદશા થઈ. સદ્દભાગ્યે મારા પરના પત્રો બન્ને બાજુએ લખેલા હતા એટલે તે પત્રો તો અંત્યજની માફક અસ્પૃશ્ય જ રહ્યા. એવી રીતે બધાં ચિત્રો દોરાઈ રહ્યાં એટલે અમે બહાર આવ્યા !

સાઠ વર્ષ પહેલાં ટાઇપિંગ વિદ્રોહમાં એક મંડળે ખ્રિસ્તી થઈ ધર્મઝનૂની બની એ બધા વિહારોનો નાશ કરેલો. ચીનમાં એ મંડળ દ્વારા રિપબ્લિક સ્થાપવામાં આવશે એવી ધારણાથી ઘણા લોકો એમાં જોડાયા હતા અને એ મંડળે સૈન્ય ઊભું કરી લૂંટફાટ, મારફાડ અને મંદિરોનો નાશ કરવાની શરૂઆત કરી હતી. મધ્યચીનમાં પુરાણી વસ્તુઓનું નામનિશાન પણ રહેવા દીધું નથી. એકેએક શહેરમાં આઠ આઠ દશદશ લાખ માણસોનો એ મંડળે સંહાર કરેલો. એ વખતે હેંગચાઉને તીરે રહેનારા લોકોએ એ અસહ્ય ક્રૂરતામાંથી બચી જવાને આ સરોવરમાં પડી આપઘાત કરેલો. તેથી તે સરોવર મડદાંથી ભરાઈ ગયેલું અને આત્મહત્યા માટે જગ્યા ન રહી ત્યારે ખૂબ ઊંચી દિવાલ ઉપરથી પડતું મૂકીને તથા નહેરમાં પડીને આ ત્રાસ પામેલા લોકો મરવા લાગ્યા હતા, અને તેથી મડદાંના ઢગલેઢગલા થયા હતા.

યુરોપિયન ખ્રિસ્તીઓએ આ બળવાનાં જે પુસ્તકો લખ્યાં છે તે ઉપરથી ત્યાની ક્રૂરતનો કંઈક ખ્યાલ આવી શકે છે. યુરોપિયન લોકો કહે છે કે મુસલમાનોએ ધર્માંધ થઈ ક્રૂરતા ચલાવેલી પણ નિષ્ઠુરતા માત્ર મુસલમાનો એકલામા જ નથી, તેમના કરતા ખ્રિસ્તીઓએ કંઈ ઓછી ક્રૂરતા નથી ચલાવી. જ્યા ધર્માંધતા હોય ત્યા એવું ઝનૂન અને ક્રૂરતા થવાના જ. જો વિધાતા ભારતવર્ષને નવજીવન દે તો પણ ધર્માંધતા દાખલ ન થાય એવું તે વખતે અમે ઇચ્છ્યુ.

## રાજગૃહ વિહાર

ત્યાથી એક પુરાતન મંદિરમા પ્રવેશ કર્યો. તેનું નામ રાજગૃહ વિહાર હતું. તે સ્થળે ભારતવર્ષના સાધુ ચીન ગયા હતા. તેનું ચીની ભાષામા વાઇલી નામ રાખ્યુ છે. ત્યા રાજગૃહના જેવી નદી અને પહાડ જોઈને અમને લાગ્યું કે આ ભારતવર્ષના જેવુ જ સ્થાન છે. તેમણે જે પર્વત પર નિવાસ કરેલો તે ગૃધ્રકૂટ જેવો હતો તેથી તેના પર તેમણે વિહાર સ્થાપ્યો. ચીનમા ગૃધ્રપક્ષી નથી તેથી તેનું નામ એમણે પક્ષીકૂટ આપ્યું અને કહ્યું: 'આ પર્વત મારા દેશનો જ છે.' મેં અહી ફરીથી તેને જોયો આ ઉપરથી એવી વાત ફેલાઈ કે ભારતવર્ષમાથી એક પર્વત પક્ષીની માફક ઊડીને આવ્યો છે. આ હકીકત તો પ્રથમથી હું જાણતો હતો, પણ ત્યા જઈને જોયુ તો એ પર્વત ઊડતો હોય એમ તેની પાંખ પક્ષીની માફક ફેલાએલી હતી. ત્યા જોયુ તો ત્રણસો ચારસો સંન્યાસીઓ ભજન ગાતા હતા અને કાસી, શરણાઈ, ઢોલ, ઘંટ આદિ વાદ્યો વગાડતા હતા.

## શ્રાદ્ધવિધિ

એક વૃદ્ધ સ્ત્રી પોતાના પૌત્રને સાથે લઈ પુત્રનું શ્રાદ્ધ કરવા મંદિરે જતી હતી. ત્યાં પરલોકવાસી પુત્રના કલ્યાણ માટે ભક્તિથી, શ્રદ્ધાથી અને ગંભીર ધ્વનિથી મંત્રોચ્ચાર વડે પ્રાર્થના થતી જોઈને અમારું હૃદય કરુણાથી ભીનું થયું. પિતામહીએ ઘૂંટણીએ પડીને પૌત્રને કહ્યું: 'તારા પિતાના કલ્યાણ માટે આવી રીતે પ્રાર્થના કર.' આ બાળકની આંખમાંથી તો આંસુ વહ્યા કરતાં હતાં, અને સંતાન-વત્સલ વૃદ્ધ પિતામહી આંસુ લૂંછતી કહેતી હતી: 'બેટા, આમ રડીએ નહિ. કારણકે રુદનથી રખેને તારા પિતાનું અકલ્યાણ થાય!' આપણા દેશના જેવી આ શ્રાદ્ધની સંસ્કારવિધિ હતી. સંસ્કારવિધિ પ્રમાણે શ્રાદ્ધક્રિયા પરિપૂર્ણ થઈ રહી કે તરત પરલોકગત આત્મા માટે ભોજનની વ્યવસ્થા કરી. તેમાં અમને પણ નિમંત્રણ કર્યું. જમવાની ઇચ્છા ન હતી અને ભોજનની વસ્તુ પણ અખાદ્ય હતી પણ તે વૃદ્ધાએ કહ્યું: 'ન જમો તો પરલોકગત આત્માનું અકલ્યાણ થાય.' તેથી અમે ચા અને દ્રાક્ષ લીધાં.

## અગ્નિહોત્ર

ત્યાંના મુખ્ય પુરોહિત તપથી શીર્ણકાય, કૃષકાય અને ધ્યાનદીપ્ત ચક્ષુવાળા હતા. અમે સાંભળ્યું કે તેઓ બહુ ઉપવાસ, જપ અને ધ્યાન કરે છે. તેમના નેત્રનું તેજ લાખો લોકોનું નિયંત્રણ કરે તેટલું પ્રબળ હતું. તેમણે અમને પૂછ્યું: 'ઇંદો લાઇ દો?' (ભારતવર્ષથી આવ્યા છો?) દોઢહજાર વર્ષ પછી આપના દેશના મંદિરની

ખબર લેવા આરુરેજ આવ્યા ? ભારતવર્ષથી છેવટના આચાર્યજીને આવ્યાને પણ અગિયારસો વર્ષ થઈ ગયાં. ત્યારથી આપની જવાબદારી અમોએ માથે લીધી છે. ભારતવર્ષની ઉગ્ર તપસ્યાના અગ્નિને યોગ્ય સમિધ અમે ક્યાંથી મેળવીએ ? અમારા શરીરની પાંસળીઓ કાઢી એ અગ્નિને સાચવી રાખ્યો છે અને અગિયાર સો વર્ષ સુધી નિસ્તેજ થવા દીધો નથી. આપના પૂર્વપુરુષોએ પ્રગટાવેલો અગ્નિ આપને સોંપી અમે નિશ્ચિંત થવા ઇચ્છીએ છીએ.'

અમે કહ્યું : 'અમે કંઈ આ અતિપવિત્ર કર્તવ્યની જવાબદારી લેવાને આવ્યા નથી પણ હવે ધીમેધીમે આવવાની શરૂઆત થાય છે. પરંતુ કહીશું કે આપના જેટલી શ્રદ્ધાભક્તિ અને તપસ્યાથી અમારા લોક અગ્નિ પ્રજ્વલિત નહિ રાખી શકે.' ભારે દુઃખની વાત એ છે કે ભારતવર્ષમાંથી સૈનિકો, થોડા વ્યાપારીઓ, જાસુસો અને કૉન્સ્ટેબલો જઈને ચીનમાં ભારતવર્ષનો પરિચય આપે છે અને તેથી ચીનના લોકો તો એમ જ ધારે છે કે અંગ્રેજ લોકોએ ઉત્પન્ન કરેલા નકલી ભારતના લોકો અહીં આવે છે અને અસલી ભારતના લોકો તો હજી પણ પૂર્વે જેવા હતા તેવા ને તેવા જ છે. એ વૃદ્ધે પૂછ્યું : 'ભારતવર્ષના લોકો કંઈ અસત્ય બોલે ? ક્રોધ કરે ? એમના મનમા નીચતા અને સ્વાર્થબુદ્ધિ હોય ? ત્યાના બ્રાહ્મણમાંથી કોઈ પણ અજ્ઞાન હોય ?' અમે કહ્યું: 'અમારા દેશની અત્યારે દુર્દશા છે.' ત્યારે તેમણે કહ્યું: 'આપ તો નકલી ભારતની વાત કરો છો પણ અસલી સાચા ભારતવર્ષની વાત સંભળાવો.'

## શ્રાદ્ધવિધિ

એક વૃદ્ધ સ્ત્રી પોતાના પૌત્રને સાથે લઈ પુત્રનું શ્રાદ્ધ કરવા મંદિરે જતી હતી. ત્યાં પરલોકવાસી પુત્રના કલ્યાણ માટે ભક્તિથી, શ્રદ્ધાથી અને ગંભીર ધ્વનિથી મંત્રોચ્ચાર વડે પ્રાર્થના થતી જોઈને અમારું હૃદય કરુણાથી ભીનું થયું. પિતામહીએ ઘૂંટણીએ પડીને પૌત્રને કહ્યું: 'તારા પિતાના કલ્યાણ માટે આવી રીતે પ્રાર્થના કર.' આ બાળકની આંખમાંથી તો આંસુ વહ્યા કરતાં હતા, અને સંતાન-વત્સલ વૃદ્ધ પિતામહી આંસુ લૂંછતી કહેતી હતી: 'બેટા, આમ રડીએ નહિ. કારણકે રુદનથી રખેને તારા પિતાનું અકલ્યાણ થાય' ' આપણા દેશના જેવી આ શ્રાદ્ધની સંસ્કારવિધિ હતી. સંસ્કારવિધિ પ્રમાણે શ્રાદ્ધક્રિયા પરિપૂર્ણ થઈ રહી કે તરત પરલોકગત આત્મા માટે ભોજનની વ્યવસ્થા કરી.'તેમા અમને પણ નિમંત્રણ કર્યું. જમવાની ઇચ્છા ન હતી અને ભોજનની વસ્તુ પણ અખાદ્ય હતી પણ તે વૃદ્ધાએ કહ્યું: 'ન જમો તો પરલોકગત આત્માનુ અકલ્યાણ થાય ' તેથી અમે ચા અને દ્રાક્ષ લીધા.

## અગ્નિહોત્ર

ત્યાંના મુખ્ય પુરોહિત તપથી શીર્ણકાય, કૃષકાય અને ધ્યાનદીપ્ત ચક્ષુવાળા હતા. અમે સાંભળ્યું કે તેઓ બહુ ઉપવાસ, જપ અને ધ્યાન કરે છે. તેમના નેત્રનુ તેજ લાખો લોકોનુ નિયંત્રણ કરે તેટલું પ્રબળ હતું તેમણે અમને પૂછ્યું: 'ઇંદો લાઇ દો ?' (ભારતવર્ષથી આવ્યા છો ?) દોઢહજાર વર્ષ પછી આપના દેશના મંદિરની

ખબર લેવા આજેજ આવ્યા? ભારતવર્ષથી છેવટના આચાર્યજીને આવ્યાને પણ અગિયારસો વર્ષ થઈ ગયાં. ત્યારથી આપની જવાબદારી અમોએ માથે લીધી છે. ભારતવર્ષની ઉગ્ર તપસ્યાના અગ્નિને યોગ્ય સમિધ અમે ક્યાંથી મેળવીએ? અમારા શરીરની પાંસળીઓ કાઢી એ અગ્નિને સાચવી રાખ્યો છે અને અગિયાર સો વર્ષ સુધી નિસ્તેજ થવા દીધો નથી. આપના પૂર્વપુરુષોએ પ્રગટાવેલો અગ્નિ આપને સોંપી અમે નિશ્ચિંત થવા ઇચ્છીએ છીએ.'

અમે કહ્યું: 'અમે કંઈ આ અતિપવિત્ર કર્તવ્યની જવાબદારી લેવાને આવ્યા નથી પણ હવે ધીમેધીમે આવવાની શરૂઆત થાય છે. પરંતુ કહીશું કે આપના જેટલી શ્રદ્ધાભક્તિ અને તપસ્યાથી અમારા લોક અગ્નિ પ્રજ્વલિત નહિ રાખી શકે.' ભારે દુઃખની વાત એ છે કે ભારતવર્ષમાંથી સૈનિકો, થોડા વ્યાપારીઓ, જાસુસો અને કૅાન્ટ્રેક્ટરો જઈને ચીનમાં ભારતવર્ષનો પરિચય આપે છે અને તેથી ચીનના લોકો તો એમ જ ધારે છે કે અંગ્રેજ લોકોએ ઉત્પન્ન કરેલા નકલી ભારતના લોકો અહીં આવે છે અને અસલી ભારતના લોકો તો હજી પણ પૂર્વે જેવા હતા તેવા ને તેવા જ છે. એ વૃદ્ધે પૂછ્યુ 'ભારતવર્ષના લોકો કંઈ અસત્ય બોલે? ક્રોધ કરે? એમના મનમા નીચતા અને સ્વાર્થબુદ્ધિ હોય? ત્યાના બ્રાહ્મણમાથી કોઈ પણ અજ્ઞાન હોય?' અમે કહ્યું: 'અમારા દેશની અત્યારે દુર્દશા છે.' ત્યારે તેમણે કહ્યું: 'આપ તો નકલી ભારતની વાત કરો છો પણ અસલી સાચા ભારતવર્ષની વાત સંભળાવો.'

## ...ાં ગઈ તે મહત્તા ?

તેમણે બધાં તીર્થસ્થાન અમારી સાથે ફરી ફરીને બતાવ્યાં. સાંજને વખતે તેમણે કહ્યું: 'અમારાં સમસ્ત દ્વાર જ્યારે જ્યારે આપ અહીં પધારશો ત્યારે ત્યારે ખુલ્લાં છે. ખરેખર, આ તો આપનું જ ઘર છે. આપ અહીં નથી તેથી જ અમે એને સંભાળીએ છીએ. આપ અત્રે પધારો એટલે આ ગૃહ ખાલી કરી જવા અમે તૈયાર છીએ. અમારી શક્તિ અતિ અલ્પ છે, પણ સૂર્ય આવે નહિ ત્યાંસુધી નક્ષત્રની પેઠે સેવા કરીએ છીએ. નવીન સૂર્યોદયની જ્યોતિ મધ્યે નક્ષત્ર સમાન ડૂબકી મારી આપના આગમનની સ્તુતિનું ગાન ગાઇ સર્વ ભાર ( જવાબદારીનો ) આપના કરકમળમાં સોંપી વિદાય લેવાનું બહુ મન છે.' ચીનના લોક કેટલા ભદ્ર! કેવી સર્વોપરિ સભ્યતા અને સંસ્કૃતિવાળા છે, એ જોઈને તથા વિશુદ્ધ હૃદયે કરેલો સત્કાર જોઈને લજ્જાને લીધે માથું નીચું નમી જાય છે. ભારત પ્રત્યેની આ નમ્રતા એ ભારતની મહત્તાને લીધે નહિ, પણ ચીનની મહત્તાને લીધે છે એ સમજવાનું છે.

એઓશ્રીએ કહ્યું: 'આપના જે આચાર્ય અહીં આવેલા તેમને પાછા લેવાને ભારતવર્ષમાંથી વહાણો આવેલાં ત્યારે તેમણે પાછા જવાની ના પાડતાં કહેલું કે જે દેશ મારું કાર્યક્ષેત્ર છે તેની સેવા માટે મરણપર્યંત રહી તેને જ મારી મરણસમાધિ બનાવીશ.' જે સ્થળે તેમનો દેહ પડેલો તે જ સ્થળે સુંદર અને ભવ્ય સમાધિસ્થાન કરીને એમના આત્માનું તેઓએ સંરક્ષણ કર્યું છે.

આ વાત ઇતિહાસમા વાચેલી ખરી. અમે ત્યાં દર્શનાર્થે ગયા અને એ પવિત્ર ભૂમિનો સ્પર્શ કરી સાષ્ટાંગ પ્રણામ કરી ત્યાની રજ હૃદય અને માથે ચડાવી. એ સ્થળમાંથી કેટલાક પથ્થર સ્મૃતિચિહ્ન તરીકે સાથે આણ્યા છે, પણ એ પથ્થર કે ધૂળ કાંઈ જ નથી. જીવનમા સેવાવ્રત આચરીને એ સ્મૃતિચિહ્નની રક્ષા કરવી જોઈએ. માત્ર એ પથરા લાવી રાખીને સ્મૃતિચિહ્ન જાળવવું એ તો અમેરિકનોની જડ રીતિ છે.

એમની વિદાય લઈ મુકામે આવી સરોવરમા સ્નાન કર્યું

## વ્યાખ્યાન બીજું

**શાંઘહાઇની**[1] જાપાની કૉલેજમાં અમને પ્રથમ જાપાની લોકો તરફથી અભિનંદન અને માનપત્ર મળ્યા; વળી

[1] ચીનની યાત્રામાં પ્રથમ અમે હોંગકોંગ ઊતર્યા. ત્યાં ડૉ સન-યાત-સેનના સેક્રેટરીએ અમારી અભ્યર્થના કરી અને કેન્ટોન જવા માટે નિમંત્રણ કર્યું; કારણ કે સન-યાત-સેન અમારે માટે રાહ જોતા હતા. તે વખતે કવિવરે ડૉ સન-યાત-સેનને પૂછ્યું: 'કાર્યક્રમ અહીંથી શરૂ કરવો કે બીજી વ્યવસ્થા કરવી?' સન-યાત-સેનની સાથે પરામર્શ કરીને તેમણે અમને જણાવ્યું કે હમણાં પેકીન જ સમસ્ત ચીનના જ્ઞાનીઓનું કેન્દ્ર છે, માટે ત્યાંથી શરૂ કરવું ઠીક છે. આપ ફરતી વખતે કેન્ટોન થઈને જઈ શકો છો, પણ દુર્ભાગ્યક્રમે ચીન જાપાન સમાપ્ત કરીને જ્યારે પાછા ફર્યાં ત્યારે કેન્ટોનમાં ડૉ. સન-યાત-સેન મૃત્યુશય્યામાં જ્ઞાનહીન પડયા હતા. અન્તે મળવાનું સૌભાગ્ય અમને પ્રાપ્ત થયું નહિ.

તેથી જ હોંગકોંગમાં બે દિવસ વિશ્રામ લઇને અને સ્થાનિક જ્ઞાનીઓની સાથે વાતો કરીને શાંઘહાઇ તરફ વળ્યા. પેકીનથી આવેલા જ્ઞાનીઓના પ્રતિનિધિઓ અમને શાંઘહાઇમાં મળી ગયા. તેથી શાંઘહાઇમાં જ અમે પેકીનનો કાર્યક્રમ ઘડવો શરૂ કર્યો.

જાપાન જવાનું નિમંત્રણ પણ અમને ત્યાં જ મળ્યું; તે વખતે અમે નિમંત્રણનો સ્વીકાર કર્યો નહિ. ચીનદેશનું પ્રથમ અભિનંદન પણ શાંગહાઇમાં જ મળ્યું. ચીન પહોંચ્યા પછીની બધી મુસાફરીની વ્યવસ્થા ચીની પ્રજા તરફથી જ કરવામાં આવી હતી. શાંગહાઇથી નાનકીન ટ્રેન મારફતે એક જ દિવસમાં પહોંચી જવાય એમ છે, પણ આનંદની ખાતર ગંગાના જેવી યૅાંગસેક્યાંગ નદી મારફતે જવાનું નક્કી કર્યું. શ્રીગુરુદેવ નદીપ્રધાન એવા બંગાળાના મહાકવિ; અને સુદીર્ઘ કાળપર્યંત તેઓ નદીમાં હોડીમાં રહેતા. તેમણે અનેક કાવ્ય હોડીમાં બેસીને લખેલાં, એ બધાં વાત-બ્યોથી સુપરિચિત એવી ચીનની પ્રજાએ ધાર્યું, કે નદીને રસ્તે જતાં તેમના શરીરની ક્લાન્તિ અને મનની શ્રાન્તિ દૂર થશે. એથી સમય અને ધનનો અધિક વ્યય કરીને પણ યાંગસેક્યાંગ નદીને રસ્તે નાનકીન જવાની તેઓએ ગોઠવણ કરી, અને એ રીતે નાનકીન પહોંચતાં ત્રણ દિવસ લાગ્યા. યૅાંગસેક્યાંગનો પટ ગંગા કરતાં વધારે વિશાળ છે, અને પાણી પણ ઘણાં ઊંડાં છે, મહાસાગરમાં જ ચાલી શકે એવી સ્ટીમર એ નદીમાં સમુદ્રથી આઠસો માઇલ અંદરના ભાગ સુધી જઈ શકે છે, એ ઉપરથી જ સમજી શકાય છે કે નદી કેવી વિપુલ છે. જ્યારે શાંગહાઇથી રવાના થયા ત્યારે પ્રથમ તો સમુદ્રની માફક ક્યાંય કિનારો દેખાતો નહોતો, અને કાદવવાળાં ડહોળાએલાં પાણી જ દેખાતાં હતાં; માત્ર સમુદ્રના જેવાં મોજા દેખાતાં નહોતાં. ધીમે ધીમે આગળ વધતાં બન્ને કિનારા દેખાવા લાગ્યા

અને નદીનો પરિચય થવા માંડયો. અહીં બન્ને કિનારા વચ્ચેનું અંતર બાર માઈલ જેટલુ હતું. એ નદીને કોઈ વખત આ, તો કોઈ વખતે પેલે એમ બન્ને કિનારે જહાજ જતા હતા. કિનારા પર પર્વતની ભૂમિ હતી અને તે ઉપર મોટાં સુંદર વૃક્ષો હતા. ઈ નામનો શહેનશાહ અહીં રાજ્ય કરતો હતો એની પહેલાના વખતમા ઈ. સ પૂ. ૧૨૦૦ વર્ષ પહેલા હોઆગહો નદીના કિનારાના જંગલોનો નાશ કરવામા આવ્યો હતો. ત્યારથી તે નદીના પૂરથી ચીનને વારવાર નુકસાન થતું આવ્યુ છે તે નદીને બન્ને કિનારે જે રણ થઈ ગયું છે તેની મહાપ્રયાસે પણ પાછી ઉત્તમ ફળદ્રૂપ જમીન થતી નથી અને એ રણ પર જય મેળવવા માટે જ ગ્રેન્ડ કેનાલ કરી છે. આવી બીજી પણ ઘણી નાની મોટી નહેરો તૈયાર કરીને નુકસાન થતુ અટકાવવાના પ્રયત્નો કર્યા છે, છતા હોઆગહો નદી વખતોવખત ભારે નુકસાન કરે છે અત્યારે એને લીધે જમીન રસકસ વગરની થઈ છે. ગમે તેટના પ્રયત્ન કર્યાં છતા તેમા ઝાડ ઊગતા નથી. યાગસેકયાગ નદી પરની જમીન ફળદ્રૂપ અને બહુ સુંદર છે. મોટા મોટા વૃક્ષ પર્વત પરથી પણ છાયા ઢાળતા હતા અને તે સ્નિગ્ધ છાયામા થઈને અમારુ જહાજ પસાર થતું હતુ. વૃક્ષોની છાયામા બાધેલી નૌકાઓમા બાળકો કિલ્લોલ કરતા હતા. દૂરથી એ નૌકાઓ અને સુકુમાર શિશુઓને ઉલ્લાસ વાળા જોઈ મને મારુ વતન પૂર્વબંગાળ અને શૈશવ યાદ આવતા હતા.

સૌથી સુંદર તો પર્વતો અને તેના મુકુટમણિ સમાન

તે પરના મંદિરો હતા. ચીનના એક સંન્યાસીએ કહ્યું હતુ: 'અમે ચીનના બધાય પર્વતો ઉપર મંદિરોના મુકુટ પહેરાવ્યા હોય એવું કર્યું છે. એ પર્વતો વનસ્પતિના લીલા પીળા ઝભ્ભા વડે મંદિરરૂપી મુકુટધારી બાદશાહ જેવા જણાતા હતા, અને વૃક્ષો પરના પુષ્પો, ઝભ્ભા પર બુટ્ટા પાડયા હોય એવા લાગતા હતા. એવી રીતે ત્રણ દિવસ સુધી આવા સુંદર પ્રદેશમા સ્ટીમર દ્વારા પ્રવાસ કર્યો. વચ્ચે વચ્ચે બંદરો આવતા અને લોકો આવીને શ્રીગુરુદેવને માન આપતા તે જોતાજોતા અમે નાનકીન પહોચ્યા.

## વિજ્ઞાન અને પ્રજ્ઞાન

અમારો ત્યા પહોચવાનો સમય સવારના આઠનો હતો, પણ અમે પાચ વાગે પહોચ્યા. ત્રણ કલાક વહેલા પહોચ્યા તેથી કોઈ અમને લેવા આવ્યુ નહોતુ, પણ સ્ટીમરે સિસોટી વગાડી એટલે અર્ધા કલાકમા સાકરના કકડા પાછળ જેમ કીડીઓ ઊભરાય, તેમ વાહન તૈયાર કરી સંખ્યાબંધ માણસો ઉતાવળા ઉતાવળા આવી પહોચ્યા અમારી સ્ટીમરમા શાગહાયથી શ્રીગુરુદેવની સાથે જે ચીનવાસી અને ભારતવાસી લોકો આવેલા હતા તે બધાની વ્યવસ્થા ચીનના લોકોએ કરી હતી. તેમા એક પારસી ગૃહસ્થ પણ હતા. તેમણે શ્રીગુરુદેવને પૂછ્યુ ' વિજ્ઞાનથી જગતનુ કલ્યાણ થશે એવી શ્રદ્ધા આપને છે કે નહિ ?' ગુરુદેવે ઉત્તર આપ્યો' 'વિજ્ઞાનથી જગતનું કામ ચાલે, પણ પ્રજ્ઞાનનુ સ્થાન પ્રધાન છે, વિજ્ઞાનનું સ્થાન તો ગૌણ છે.' પારસી ભાઈએ પૂછ્યુ'

'આટલી મોટી ઉપયોગી વસ્તુ જે વિજ્ઞાન, તેનું આપ અસન્માન કરો છો ?' શ્રીગુરુદેવે કહ્યું: 'નોકરનું નોકર તરીકે સન્માન થાય; સ્વામી તરીકે નહિ. દાસ ભલે રાણીની ઉત્તમ સેવા કરે, તોપણ તેનું સ્થાન તો નોકરનું જ છે, તેને કાંઈ રાજાને સ્થાને ન બેસાડાય. આપણો જીવાત્મા જો વિજ્ઞાનને ભગવાનનું સ્થાન આપી દે તો પોતાનું પાતિવ્રત્ય ગુમાવી બેસે.'

નાનકીનના વિશ્વવિદ્યાલયના અધ્યાપકો આવીને અમને વિદ્યાલયમાં લઈ જતા હતા, પણ રસ્તામાં પરદેશખાતાના પ્રધાન અને તેમનાં પત્નીએ અમને કહ્યું, કે અમારા અર્ઘ્યનો સ્વીકાર કર્યા વિના આપ અન્ય સ્થળે ન જઈ શકો. તેથી અમે એમને ઘેર દશ મિનિટ બેઠા.

## નાનકીન વિશ્વવિદ્યાલય

પછી નાનકીન વિશ્વવિદ્યાલય જોવા ગયા. ત્યાં જઈ જોયું તો, ત્યાં સુંદર નાનાંમોટાં મકાનો હતાં અને તેમાં પુસ્તકાલય, સંગ્રહસ્થાન અને બે લેબોરેટરીનો સમાવેશ કરવામાં આવ્યો હતો. જેટલું મોટું વિશ્વવિદ્યાલયનું નામ સાંભળેલું તેટલાં મોટાં મકાન ત્યાં નહોતાં. અમે પૂછ્યું: 'તમારા વિદ્યાર્થીઓને શિક્ષણ આપો છો તે સ્થળ ક્યાં છે ?' ડૉ. ચીપાઓચેંગ નામના શિક્ષણશાસ્ત્રી અમારી સાથે હતા તેમણે ઉત્તર આપ્યો: 'અમે વિદ્યાને જીવન્ત વસ્તુ માનીએ છીએ તેથી પથ્થરમાટીના મૃત ઘરમાં બેસી રહી વિદ્યાનું દાન કરવું ઇષ્ટ ગણતા નથી.' પછી તેઓ અમને શિક્ષણસ્થાને લઈ

ગયા. ત્યાં એક વિશાળ બાગમાં મનોહર મોટાંમોટાં વૃક્ષો અને વિવિધ રંગવાળાં પુષ્પોથી લચી પડતી લતાઓ જોઈ અમારા પ્રાણમાં નવચેતના આવી. અહીં પુષ્પસમૃદ્ધિ એટલી બધી હતી, કે તે આખો બાગ કેવળ ફૂલોનો ભંડાર હોય એમ લાગ્યું.

અહીં એક એક કુંજમાં બસો ત્રણસો વિદ્યાર્થીઓ બેસી શકે એવું હતું. તે વખતે ઋતુ વસન્ત હતી અને ચીનનાં વસન્તનાં ખાસ ફૂલો પણ પુષ્કળ ખીલ્યાં હતાં. એ પુષ્પમંડપ નીચે ગયા તો પાનના વિતાન જાણે ગંભીર રાત્રિ જેવા લાગ્યા અને પુષ્પો અગણિત નક્ષત્ર જેવાં લાગ્યાં. મંડપમાં મધુમક્ષિકા, પક્ષીઓનાં ટોળાં, ખિસકોલીઓ વગેરે આવ-જા કરતાં હતાં. એક વિદ્યાર્થીએ કહ્યું: 'અમારા સહાધ્યાયી મિત્રો ( class-friends ) ને જોયા ?' અમે કહ્યું: 'વાહ! આપના મિત્રો તો બહુ જ ઉત્તમ છે; પણ તેઓ નિશાળમાં પાઠ તૈયાર કરે છે કે નહિ ?' તેણે ઉત્તર આપ્યો: 'ગુરુજીએ આપેલો અમારો પાઠ પણ દોડાદોડી કરતાં કરતાં જ તૈયાર થઈ જાય છે.'

## સૌન્દર્ય અને શક્તિ

આ સમયે ત્યાંના ગવર્નર ચેંગસોલીન તરફથી ખબર આવી: 'અમે કવિની પધરામણીની રાહ જોઈએ છીએ. આપ ક્યારે આવશો ?' એમણે ત્યાંની ચિત્રશાળાનાં આશ્ચર્યકારક ચિત્રો જોવા જવાનું પહેલેથી ઠરાવેલું હતું. પોતાના

વાસસ્થાનને જ તેમણે ચિત્રશાળા બનાવી હતી. અમે એક પંડિતને પૂછ્યું: 'આપના ગવર્નરના નિવાસસ્થાનની ચિત્રશાળા કેમ બનાવી છે?' ત્યારે તેમણે કહ્યું: 'જીવન ચિત્રવત્ સુંદર રહે અને વિસંવાદી (out of time) ન થાય તે માટે તેમણે વાતાવરણ જ ચિત્રમય બનાવ્યું છે.' મેં પૂછ્યું: 'આવા મહાન સમરવ્યવસાયી યોદ્ધાનું હૃદય પણ શું સૌન્દર્યનું પૂજક છે?' તે પંડિત ભારતવર્ષનાં પુરાણોની કથા જાણતા હતા તેથી તેમણે કહ્યું: 'આપના દેશના દેવ-સેનાપતિ કાર્તિકેય જો સુંદરતાના અધિપતિ હોઈ શકે તો આ કેમ ન હોય? જગતમાં અગ્નિ, વાયુ, જલ વગેરે વસ્તુઓ જેટલી સુંદર છે તેટલી જ શક્તિશાળી છે; શક્તિશાળી હોય તે સુંદર ન હોય એમ કંઈ નથી. સૌન્દર્ય અને શક્તિ એ બે પરસ્પર સંલગ્ન છે. પૃથ્વીમાં સૌથી શક્તિશાળી આકાશ, વાયુ, જલધારા પૃથ્વીની વસ્તુઓનો ક્ષણમાં નાશ કરે એવાં છે છતાં કેટલાં સુંદર છે! વજ્રનું ઉત્પત્તિસ્થાન જે મેઘ, તેની શોભા કેટલી બધી છે? કચરાના ઢગલામાંથી શું શક્તિ જન્મવાની હતી? જ્યાં કુત્સિત હોય, માણસની સાધનાનો અભાવ હોય, આલસ્ય હોય ત્યાં તો શક્તિ ન જ જન્મે.'

## अहिंसा परमो धर्मः ।

શ્રીગુરુદેવની ગવર્નરની સાથેની વાતચીત અદ્ભુત હતી. શ્રીગુરુદેવે કહ્યું: 'આપ આવી લડાયક જાતિના છો તો પણ આપને માટે પણ હિંસા કરતાં અહિંસા જ શ્રેષ્ઠ છે. બે હજાર વર્ષ પહેલાં ભારતવર્ષે જે પ્રેમનો સંદેશ

આપને સંભળાવ્યો હતો તે જ આજે હું પુનઃ આપને સંભળાવું છું: 'અહિંસા એ જ પરમ ધર્મ છે.' તેમણે કહ્યું: ખરેખર આપે સત્ય જ કહ્યું: 'પ્રેમથી જય મળે છે.' પણ તેમા વિલંબ બહુ થાય છે. અમે લાબો કાળ થોભી શકીએ એમ નથી તેથી ફળના લોભને લીધે, અને વળી અમારામા એટલી બધી ધીરજ પણ ન હોવાથી, ઝપાટાબંધ કામ થાય એ માટે હિંસાનો ઉપયોગ કરીએ છીએ. પોલીસનો સિપાઈ જે કામ પાચ મિનિટમા અટકાવી શકે, તેને પ્રેમથી અટકાવતા બહુ જ સમય જાય. પણ પ્રેમવત્સલ માતા બાળકના હૃદયમા જે સ્થાન મેળવે છે તે પોલીસ કદી પણ મેળવી શકતો નથી ચિત્ત પર વિજય પ્રેમથી જ મેળવાય છે, બાહ્યશક્તિથી નહિ. આ વાત આપે મને કહી તેથી બહુ ઉપકાર થયો અને આપને હું કૃતજ્ઞ હૃદયે નમસ્કાર કરુ છું.' આ સઘળી વાત ગવર્નરે સાભળી તેનું વાસ્તવિક ફળ કેટલુ મળશે તે કંઈ કહી શકાય નહિ, છતા સભવ છે કે ચીનના આજના અશાન્તિના વખતમા એ સઘળી વાત સપૂર્ણ રીતે નિષ્ફળ ન પણ નીવડે.

ત્યાથી પાછા ફરી વિશ્વવિદ્યાલયમા આવ્યા

## ભોજન અને રસોઈયા

ચીનને લગતી બાળકોને ગમે એવી એક વાત કરું. એ લોકોના અને આપણા ભોજનમા બહુ જ તફાવત છે. તેઓ બધા ફળને એવી રીતે પકવી રાખે છે, કે તેમાથી જૂના ઘીના જેવી દુર્ગંધ ઉપજે. પદરવીસ વર્ષનું જૂનું

અથાણું ખાવામાં ચીનના લોકોને બહુ આનંદ પડે છે. તાજાં ફળ ખાઈ શકાય, પણ એને રાખી મૂકીને એવાં દુર્ગન્ધમય બનાવે છે કે આપણને તો ઘૃણા જ ઊપજે. એ લોકો કમરકાકડીને વાટીને પંદરવીસ વર્ષ રાખી દુર્ગન્ધમય કરી મૂકે છે અને અથાણું કરીને ખાય છે. તેને જે ઓરડામાં મૂકી હોય તે આખો ઓરડો દુર્ગન્ધથી ભરેલો હોય છે. પણ તેથી એમ નહિ માનવું કે એમનું ખાવાનું ખરાબ છે. એ લોકોને વળી આપણું ભોજન ખરાબ લાગે પ્રત્યેક જાતિ પોતાની સભ્યતા પ્રમાણે ખાદ્ય તૈયાર કરે છે અને તેથી એક જાતિ બીજીનું ખાદ્ય ગ્રહણ કરતી નથી. ત્યાંના રસોઇયા પાકશાસ્ત્રમાં બહુ નિપુણ હોય છે, અહીંના ત્રણ [illegible] જનોઈ પહેરી કે રસોઇયા થઈ ગયા એવા નહિ. એ લોકોનો મહાજનમાં છ વર્ષ કેળવણી લીધા પછી બી-ચાર વર્ષ મદદનીશ તરીકે રહે છે અને પછી [illegible] વર્ષે રસોઇયાનો ધંધો શરૂ કરે છે અને બાવીસ વર્ષે નિપુણ રસોઇયા થાય છે. તે પહેલાં રસોઇયાનો ધંધો થાય જ નહિ. તે કોઈ પણ ચીજનો દુરુપયોગ થવા દેતો નથી. માત્ર ખોરાક જુદો તેથી આપણને ભાવે નહિ. અહીં જે બહેનો બેઠેલી તમને કહું છું કે એ રસોઇયા એવા પ્રવીણ છે, કે આપણે હિંદની વસ્તુ એમને બનાવીએ તો એ એટલી સરસ બનાવે છે, કે તે જોઈને બહેનોને શરમ આવે. આનું કારણ એ કે તે રસોઇયા પાકશાસ્ત્ર બરાબર જાણે છે. પેકીનમાં એક હિંદી ત્રેતાલિસ વર્ષથી રહે છે. તેને ત્યાં એક ચીની રસોઇયો છે. તે હિંદીને એક વખત જલેબી ખાવાની ઇચ્છા

થઈ. બાળપણમા મા જલેબી કરતા હતા તે યાદ આવ્યું અને રસોઇયાને તે પ્રમાણે બતાવ્યું, પણ જલેબી બરાબર થઈ નહિ અને પૂડા જેવી થઈ ગઈ. એણે અમને કહ્યું: 'તમે તો પંડિત લોકો છો એટલે જલેબી કેમ બનાવવી તે તો જાણતા જ હશો.' મેં કહ્યુ 'ભાઈ! હું તો ખાવામા પંડિત છુ, બનાવવામા નહિ! જો મને એ આવડે તો મારી પત્નીનું અપમાન થાય, કારણ કે મારા પત્નીને નહિ આવડતુ હોય તો જ મારે કરવું પડે ને?' એ રસોઇયાએ બધી ક્રિયા જોઈને કહ્યું: 'બે દિવસમા હું બનાવી આપીશ.' અમે પૂછ્યુ: 'આજે જ કેમ નહિ?' તેણે જવાબ આપ્યો: 'તમે જે વસ્તુ કરવા માગો છો તેમા ખમીર જોઈએ અને તે બે દિવસ રાખી મૂકવું જોઈએ. મા ખમીર કરતા હશે તેની તમને ખબર નહિ હોય.' બે દિવસ પછી તેણે ત્રણ પ્રકારની જલેબી બનાવી દીધી કે જે ઢાકા, સુરત અને ઉત્તરભારત જેવી બહારથી કૃશ અને અંદરથી કોમળ હતી. ખીચડી બતાવતા વેંત જ આપણા કરતા સારી રીતે બનાવી. શીખડ, પૂરી, માલપુઆ પણ તેમણે ઉત્તમ બનાવેલા. એમનુ રાંધવાનું શાસ્ત્રીય હોય છે, પણ પદ્ધતિમા ફેરફાર હોય છે તાજા ફળ એ લોકો આપતા નથી અને માને છે કે જૂનુ આપીએ તો વધારે સન્માન આપ્યુ ગણાય તાજા ફળ તો ગરીબ ખાય. વિશ્વવિદ્યાલયમા અમને આપેલા ફળ વગેરે ગળામા જાય એટલે 'રીટર્ન ટિકિટ' લીધેલા મુસાફરો જેમ પાછા ફરે તેમ ફરી બહાર નીકળવા પ્રયત્ન કરે. જેમ તેમ કરી, એકાદથી

જેવું કરી, દૂધ અને ખાંડ વિનાનું ચાનું પાણી લઈ શાસ્ત્રાલાપ કરવા બેઠા. તેમાં ભોજનનું દુઃખ તો દૂર થઈ ગયું, પરંતુ જે કંઇ થોડું પણ ખાવું પડેલુ તેથી અમને ત્રણેને તાવ આવ્યો. શ્રીગુરુદેવે કહ્યુંઃ 'આટલું પણ શા માટે ખાધુ?' અમે કહ્યુંઃ 'આપ પણ ખાતા હતા, તો આપને કેમ તાવ નથી?' ત્યારે તેઓ અમને ઓરડામા લઈ ગયા અને રૂમાલ બતાવ્યો અને એમણે દાઢી દ્વારા બધુ તેમાં નીચે સેરવી દીધેલુ તે બતાવ્યુ, અને કહ્યુ : 'આ ખાઉં તો મરી જ જાઉં. મારાથી વૃદ્ધાવસ્થામાં એ શી રીતે સહન થાય? જે ગંધવાળું હતુ તે રૂમાલમા જતું અને તાજું તાજુ મોમાં જતું. જે ખાવાને બહાને નહોતુ ખાધુ તે ટેબલ નીચે રૂમાલમા પડેલુ છે. ચાકર લઈ જશે.' ધોયા પછી પણ તેમના રૂમાલમા ચિકટ વગેરેના ડાઘા રહેલા. અમારો તો ઇલાજ નહોતો. આ દાઢીરૂપી ઝાડી દૂર કરેલી એટલે સૈન્યને નાસવાનો રસ્તો નહોતો

## સૌન્દર્યપાન

નાનકીનથી સ્ટીમર છોડી ટ્રેનમા બેસી સીનાનકુ નામની સંસ્કૃતિના કેન્દ્ર સરખી જગ્યા છે ત્યા ગયા. 'નાન' એટલે 'દક્ષિણ,' 'કુ' એટલે 'બુદ્ધ.' 'સીનાનકુ' એટલે 'દક્ષિણના બુદ્ધ.' સીનાનકુ પહોચ્યા ત્યારે અમને લેવા આવેલા લોકોના ટોળામા ચોવીસ પચીસ વર્ષના અસાધારણ સૌન્દર્યવાળા એક યુવકને અમે જોયો. તેના બધાં અંગો સુઘટિત હતા. તેનું મુખ ઉજ્જ્વલ અને કાન્તિમાન હતું અને આંખો તેજસ્વી હતી. અમને લેવા આવેલા હજારો લોકોમાથી

તેનું વિસ્મયમુખ ધ્યાન ખેંચતું હતું. તેના તરફ હું ધ્યાનથી જોઈ રહેતો હતો તેથી જો કે તેને શરમ લાગતી હતી તોપણ હું એ ચહેરાનો અભ્યાસ કરતો હતો. તે યુવકને પણ જરા સંકોચ લાગ્યો. તેણે ધીમેથી પૂછ્યું: 'મેં કંઇ વાંક કર્યો છે કે તમે મને તાકી તાકીને જુઓ છો?' મેં કહ્યું: 'વાંક તો નહિ પણ આપનું નિર્દોષ સુંદર વદન જોઈને મને અવર્ણ્ય આનંદ થાય છે. આપ કોણ છો?' મને ઉત્તર મળ્યો: 'અહીંના નારીમંડળનાં જે પ્રમુખ છે તેમની હું માતાની માફક ભક્તિ કરું છું અને તે મંડળ તરફથી મને પ્રતિનિધિ તરીકે મોકલ્યો છે. પહેલાંની સ્ત્રીઓએ ઘણા વખતથી પ્રતિષ્ઠિત કરેલો એક પુરાતન વિહાર છે તેનાં તે અધિષ્ઠાત્રી છે અને તે બહુ જ વિદ્વાન અને પરમસાધ્વી છે.' તે યુવકે ઉમેર્યું: 'તેમણે શ્રીગુરુદેવ અને આપ સર્વને આવવા કહ્યું છે અને જો શ્રીગુરુદેવ શ્રમિત હોય તો આપ ત્રણે જણ ત્યાં પધારો.' એ માતાનું નામ ઉત્સીએન સીઆન અને એ યુવકનું નામ ડીસિયુ હતું.

પછી અમે એક પ્રાચીન સંસ્કૃત ગામઠી શાળા જોવા ગયા. ત્યાં એક મોટું પુસ્તકાલય તેમજ અભ્યાસી પંડિતોને જોઈને એમ થયું, કે એમનાથી દુનિયાનું કોઈ મોટું વિશ્વવિદ્યાલય પણ ગર્વ માને. એમાં એક દોઢ હાથ લાંબી ધોળી દાઢીવાળો નાનો વિદ્યાર્થી હતો. અમે પૂછ્યું: 'તમે ક્યારથી અભ્યાસ કરો છો?' તેણે કહ્યું: 'અહીં ૨૨–૨૩ વર્ષની ઉંમરે ભણીને ગરીબાઈને લીધે બાહ્યજગતમાં ગયો હતો. હવે સરકાર તરફથી પેન્શન મળ્યું છે અને જે જાણવાજોગ છે.

તે જાણ્યા સિવાય જો મરું તો ભગવાન મુક્તિ ન આપે, તેથી પૌત્રને સાથે લઈને ફરીથી ભણવા આવ્યો છું.' એ વૃદ્ધ પંડિત છે, અને ગંભીર ગંભીર શાસ્ત્રો ભણ્યા છે, તોપણ પોતાનું શિક્ષણ પૂરું થયું નથી એમ માને છે.

### વિદુષી ઉત્સીએન સીઆન

ત્યાં થોડી વાતચીત કરી મંદિરો જોઈ નારીમંડળમાં ગયા. ત્યાં બગીચો હતો અને તેમાં મોટાંમોટાં વૃક્ષો હતાં. અમે ત્યાં બેઠા એટલે પેલો યુવક અંદર ગયો અને ઉત્સીએન સીઆનને બહાર બોલાવી લાવ્યો. તેમનો ચહેરો ભારતની તપસ્વિની આર્યા જેવો હતો. તે આવતાં હતાં ત્યારે શ્રી. નંદલાલે તેમની છબિ લઈ લીધી. એ બાઈએ વાંસના ડોયામાં પાણી ભરી તેનાથી અમારા પગ ધોયા. એ બાઈ એવી વિદ્વાન છે કે તેમણે પ્રસિદ્ધ કરેલા પ્રાચીન ગ્રંથોથી એક કબાટ ભરાઈ જાય. યોગશાસ્ત્ર સંબંધી તેમનાં પુસ્તકો પ્રમાણભૂત ગણાય છે, અને યુરોપિયન વિદ્વાનો સુદ્ધાં તેને પ્રમાણભૂત માને છે. પહેલાં એ બાઈ અને તેમના સ્વામી બન્ને સાથે કામ કરતાં; હવે તે વિધવા છે અને એકલાં કામ કરે છે. પુસ્તક સંપાદન કરવા માટે સો સ્ત્રીઓને તેમણે તૈયાર કરી છે અને તે સર્વની સહાયથી તે કામ કરી રહ્યાં છે. પુસ્તકની અનુક્રમણિકા, સાર, પાઠાન્તર વગેરે સરસ રીતે કરેલાં છે. એ વૃદ્ધ માતાએ આવીને જ્યારે પગ ધોવા માંડયા ત્યારે અમે કહ્યું: 'આપ આ કામ ન કરો.' તેમણે ઉત્તર આપ્યો: 'યુવક વૃદ્ધને ઉપદેશ આપે એવો નિયમ શું આપના ભારતવર્ષમાં છે? અતિથિનો

સત્કાર કેવી રીતે કરવો તે હુ નહિ બતાવું તો કોણ બતાવશે ? હુ તો સ્ત્રી એટલે માતા જેવી ! અને બાળકનુ નાનામા નાનું કામ—સંગીના જેવી સેવા—કરું તો પણ આપને સંકોચ થવો ન જોઈએ. આ જે પાદ્ય, અર્ધ્ય વગેરે આપુ છુ તે તો ભારતવર્ષના રિવાજ પ્રમાણે કરું છુ. પછી માટીમા પથ્થર અર્ધા ચોટાડેલા હતા તે પર થઈને અમે બેઠક પર ગયા. બેઠક પર મંડપ હતો. ત્યા ખાદ્ય અને અર્ધ્ય આપ્યા. અર્ધ્ય ગ્રહણ કરી ખાદ્ય પણ લીધુ. તેમણે આપેલા ખાદ્યમા તાજાં ફળ અને મધ હતા, અને કમંડળમા તાજી ચા ભરેલી હતી.

તે લોકોમાથી કોઈ કોઈ ઠંડી ચા પીએ છે એ લોકો માત્ર ચા જ પીએ છે, પાણી તો પીતા જ નથી અમે પણ ચા જ પીતા પ્રાણ તો પાણી માટે ઝખે, પણ પાણી માગીએ એટલે તો ચા જ આપવામા આવતી. માત્ર એક દિવસ ચીનની દિવાલ જોવા ગયા ત્યારે પાણી પીધુ અને ચીના લોકને પાણી કેમ રીતે પીવુ તે પણ શીખવ્યુ

અમે પૂછ્યુ 'સ્ત્રી અને પુરુષના કામકાજમા આપે ભેદ રાખ્યો છે ?' તેમણે ઉત્તર આપ્યો 'સ્ત્રી પુરુષનુ કામ કરવા જાય તો વિધાતાએ જે ભેદ રાખ્યો છે તે તૂટે અને તેમા તેનુ અપમાન થાય. યુરોપમા સ્ત્રીઓ પુરુષના જેવા કામ કરવા માગે છે તેમા નારીત્વની અવમાનના છે ' એ વાત સાભળીને મે કહ્યુ ' આપની વાત સાચી છે. માગ અનમા જે માન્યતા હતી તે આપની વાત સાભળીને દૃઢ

થઈ છે.' ઠાકુરદાદાની માફક જરા વિનોદ કરીને કહ્યું કે 'જે દેશમાં સ્ત્રીઓ પુરુષોનું અનુકરણ કરવા ઇચ્છે છે તે દેશનાં બાળકોનું દુર્ભાગ્ય છે; કારણ કે તેઓ મા ગુમાવે છે અને તેમને બે બાપ થાય છે! રાત્રે ચંદ્ર નહિ પણ દહાડે બે સૂર્યની પેઠે. મા ગુમાવીને બે બાપ મેળવવાની જરૂર નથી. એક પ્રકાશથી બળ્યા બળ્યા થઈ રહીએ છીએ તો આ બે સૂર્યના તાપથી તો કેટલા અકળાઈ જઈએ ? એક બાપનો તાપ જ બસ છે. બાપના તાપથી તપી તેનાથી બચવા પ્રેમમયી માતાના ખોળામાં જઈએ છીએ, પણ જો ત્યાં પણ એવો જ શાસનમયી માતાનો તાપ હોય તો પછી જવું ક્યાં' ? ક્યાં કામ સ્ત્રીઓ કરે અને ક્યાં કામ પુરુષો કરે એ અહીં કહેવાની જરૂર નથી.

## જ્ઞાનપિપાસા

ત્યાંથી વિદાય લેતી વખતે વૃદ્ધ માતાને મેં કહ્યું: 'મંડળે યુવકને મોકલ્યો હતો તે ઠીક નહોતું કર્યું, કારણ કે એ યુવકે મારું મન હરી લીધું છે અને હવે તમે એને ગુમાવ્યો છે એમ માનજો.' તેમણે કહ્યું: 'આપ એ બાળકને લઈ જશો તો કંઈ વાંધો નથી; કારણ કે તે ત્યાંથી ત્રેત્રણ વિદ્યાર્થીઓને અહીં લઈ આવશે.' એ છોકરાની જ્ઞાનપિપાસા એટલી બધી હતી, કે તેને અન્ન માટે પણ પરવા નહોતી. ૨૨ વર્ષની ઉંમરે સીનાન યુનિવર્સિટીનો ગ્રેજ્યુએટ થયો હતો, અને એક વર્ષ પોસ્ટ ગ્રેજ્યુએટનો અભ્યાસ કર્યો હતો. વિદેશ જવા માટે રાજ્યની સ્કોલરશીપ પણ મેળવી હતી. પણ એની ઇચ્છા સંસ્કૃત ભણવાની હતી તેથી

મંદિરો પર ચીની લિપિમાં લખેના મંત્રો ગોઢે કર્યા હતા તેણે કહ્યું 'હું તમારી સેવા કરતા કરતા ચીનમાં તમારી સાથે જ્યાં ફરશો ત્યાં ફરીશ, પણ મને સંસ્કૃત ભણાવો' મે કહ્યું 'મારી પાસે પુસ્તક નથી પણ કાગળ લ્યો અને આપણે પુસ્તક બનાવતા જઈશું' જ્યારે જ્યારે વખત મળે ત્યારે ત્યારે, એક ધાતુ કે એક શબ્દ, એક વાકય કે રૂપ બોલીને શીખવતો આખો દિવસ આમતેમ નિરીક્ષણો કરી થાકી જવાતું ત્યારે રાત્રે પથારીમાં સોયા જેવા પડતા શ્રી કાલિદાસ નામ અને શ્રી નંદલાલ પથારીમા પડતા મુખેથી વાત કરવી બંધ કરી નાખથી શરૂ કરતા, પણ મારે નસીબે કામબાકી રહેતું, કારણકે તે યુવક મને તે વખતે પૂછતો કે 'हरि' નું 'हरये' તો ઠીક, પણ 'विष्णु'નું 'विष्णवे' કેવી રીતે થયું? તેથી ગુણવૃદ્ધિના નિયમથી એવી રીતે ફેરફાર થાય તે સમજાવવું પડતું મારે તો વિરામ નડોતો આખો દિવસ કામ કરી થાકીપાકીને ખેડૂત ઘેર આવે, ત્યારે તેની સ્ત્રી રાત્રે દાગીના સંબંધી વાત કરી તેને પીડે, તેમ મારે થતું રાત્રે અઢીથી ત્રણ કલાક એના સમ્ભૂત શિક્ષણનું કામ ચાલતું પરંતુ એનું પરિણામ એ આવ્યું, કે પંદરવીસ દિવસમાં સંસ્કૃતમાં વાતચીત કરતા એ શીખી ગયો એને અભ્યાસ માટે એટલી આતુરતા હતી, કે રાત્રે ત્રણ વાગ્યા સુધી એ સૂતો નહિ, અને જે કંઈ લખવાનું હોય તે પણ લખીને તૈયાર રાખતો મધ્યાહ્ને એ લખેનું હું સુધારતો એટલે તેને જમવા માટે ઘેર જવાનું બનતું નહિ, તેથી રસ્તામાં ભિક્ષાભિક્ષો પત્રાવલિમાં ફેરિયાની માફક ખાઈ લેતો.

એ કુલીન કુટુંબનો હતો, પણ મજૂરની માફક સાદામાં
ખોરાક ખાતો. એક માસ ભણ્યા પછી 'મહાભારત
'નળદમયંતી' ઉપાખ્યાન શરૂ થયું. એક દિવસ પેકિ
તે યુવક અગરુની સુગંધ ફેલાવતો મારે ઘેર આવ્યો.
કાલિદાસ નાગે તેને પૂછ્યું: 'આ શું લાવ્યો !
'અગરુ લાવ્યો છું.' 'અગરુ શાને લાવ્યો ?'
હસીને તેણે ઉત્તર આપ્યો: 'મમ ગુરુઃ ગુરુઃ તસ્માદ
દીયતે' મારા ગુરુ ગુરુ એટલે ભારે છે, તેથી તે
અગુરુની ગંધ આપું છું.' ચીનની ભાષા બહુ જ ભિ
અને છતાં એક માસમાં સંસ્કૃત સહેજ પણ બોલતાં શ
એ કેટલો ભારે પ્રયત્ન ? તે કહેતો: 'મારા ગુરુ હિં
જવાના છે તેથી હું પણ ત્યાં જઈશ.' અને તેથી
શિષ્યવૃત્તિ ફેરવવા માટે વિનંતિ કરેલી. તે કમિટિ એ
એજ્યુકેશન–કેળવણી મંડળમાં કેટલાક અંગ્રેજ અને અમેરિ
સભ્ય હતા તેમણે વિરુદ્ધ મત આપીને, ચીના સભ્યોને પ
ફેરવીને, શિષ્યવૃત્તિ ભારતવર્ષ માટે ન જ આપી ! આ
તેણે માસિક ૨૫૦–૩૦૦ રૂપિયાની શિષ્યવૃત્તિનો ભારતવ
ન જવા દેવા માટે જ અસ્વીકાર કર્યો.

ત્યાંથી અમે પેકિન ગયા. ત્યાંના સંસ્કૃતના રશિય
અધ્યાપક બેરન વાનસ્ટેલ હૉલ સ્ટેઇન જ્યારે કાશીમા હ
ત્યારે મારાથી ત્રણ વર્ષ પાછળ હતા. તેઓ એકદમ રેલ
સ્ટેશન પર આવી મને સબ્રહ્મચારી કહી જોરથી ભેટ્યા.
બહુ ઊંચા અને પાતળા હતા તેથી મારું જેટલું શરી
તેમના હાથમાં આવ્યું તેટલાને જ તેઓ ભેટ્યા. તેમણે કહ્

'આજથી મેં ભણાવવાનું બંધ કર્યું છે, કારણકે જ્યાં મોટાભાઈ હોય ત્યાં તે કામ તેનું જ ગણાય.' એટલે મારે એમની જગ્યાએ ખુરશીમાં બેસી ભણાવવું પડ્યું. સપ્તાહમાં બે દિવસ સંસ્કૃત ભણાવવાનું કામ ચાલતું. તેઓ ન્યાયના અનેક ગ્રંથો અને રત્નકૂટ નામની ગ્રંથમાળા પ્રસિદ્ધ કરતા હતા. તેમાં ઘણાં પુસ્તકો જ્યોતિષને લગતાં હતાં તે ખૂબ મહેનત કરી મારે વાંચવાં પડતાં.

## વ્યાખ્યાન ત્રીજું

પેકિનમાં અમારે માટે યુરોપિયન હોટેલમાં બાદશાહી વ્યવસ્થા કરવામાં આવી હતી. પણ તેમાં અમારાથી તેમ જ શ્રીગુરુદેવથી ધ્યાનનું કામ થઈ શકે તેમ ન લાગવાથી ચીનના પ્રજામંડળે પેકિનની બહાર બગીચામાં શ્રી ગુરુદેવને માટે રહેવાનું સ્થાન નક્કી કર્યું હતું; અને અમારે ત્રણેને મ્યુઝિયમ, લાયબ્રેરી, વગેરે નિત્ય જોવાનું હતું તેથી શહેરમાં એક બીજા મકાનમાં અમારે માટે વ્યવસ્થા કરી હતી. પેકિનના મહાન પુસ્તકાલયને તેમજ અમૂલ્ય પ્રાચીન વસ્તુસંગ્રહને ચાલીસ વર્ષ પહેલાં યુરોપિયનોએ બાળી નાખ્યા હતાં. કોઈ પણ કારણ સિવાય યુરોપિયન સોલ્જરોએ આઠ દિવસ સુધી આવીઆવી બધી અમૂલ્ય વસ્તુઓનો નાશ કર્યો હતો. સરિયામ રસ્તા ઉપર માણસોના પગ તળે દુર્લભ વસ્તુઓ રગદોળાઈ ગઈ હતી. ચીનના લોકો યુદ્ધ માટે સૈન્ય હમેશાં તૈયાર રાખતા નહોતા તેથી તેને તૈયાર કરી યુરોપિયનોને હાંકી કાઢયા તે પહેલાં તો આ બધું

નુકસાન કરી નાખ્યું. હમણાંનો સંગ્રહ તો ત્યાંના રાજાએ શિયુલ નામના રાજમહેલમાંથી આપેલો પોતાનો સંગ્રહ છે. પુસ્તકાલય બાળ્યું તે વખતે પુસ્તકોનાં આઠ મોટાં મકાનોનો નાશ થયો હતો; પરંતુ હાલ પણ જે સંગ્રહસ્થાન ઊભું કરવામાં આવ્યું છે તે એટલું મોટું છે કે એના જેવું એક પણ મ્યૂઝિયમ આખી દુનિયામાં દુર્લભ છે. જાપાનના મ્યૂઝિયમ જેટલાં વીસ મ્યૂઝિયમથી આનો એક ભાગ થાય. આમા માત્ર પ્રચૂર સંગ્રહ જ નહોતો પણ મૂલ્યવાન વસ્તુઓ પણ હતી અને તેની વ્યવસ્થા પણ અતિ સુંદર હતી.

### શારદા મંદિરો

લાયબ્રેરીના જુદા જુદા વિભાગોને વિદ્યાર્થીમંડળો વહેંચી લઈને તેમાં સંશોધનનું કામ કરતાં હતાં, અને તે તે વિભાગની જોખમદારી પોતપોતાને માથે સ્વીકારી હતી. તે પુસ્તકાલયમાં પ્રાચીન રાજમહેલની પુસ્તકશાળા (Imperial Palace Library) અને વિશ્વવિદ્યાલયની પુસ્તકશાળાનો સમાવેશ થયો હતો. તેમાંના એક પણ પુસ્તક સંબંધી પૂછતાં વિદ્યાર્થીઓ બરાબર ઉત્તરો આપતા હતા તેથી અમારું કામ સરળ થઈ પડ્યું. ચીનમાં એવું એક પણ સ્થાન જોવામાં ન આવ્યું કે જ્યાં પુસ્તકાલયમાં પુસ્તકો હોય અને તેમાં રસ લેનાર જીવન્ત અભ્યાસીમંડળ ન હોય. પેકિનના સૌથી મોટા પંડિત ડૉ. હુશીએ કહ્યું, કે જે પુસ્તકાલયમાં પુસ્તકો ભરેલાં હોય, અને જ્ઞાનમાં રસ લેનાર અભ્યાસક ન હોય તો પૂજારી વિનાના દેવાલય

જેવું થાય વિદ્યાદેવીની આગળ એથી બીજો મોટો અપરાધ નથી. જ્યારે તેમણે જાણ્યું કે આઠ હજાર પુસ્તકો લેવાનો અમારો વિચાર હતો ત્યારે તેમણે કહ્યું કે પુસ્તકોની પ્રત્યેક પંક્તિનો અભ્યાસ કરે તેવું મંડળ નહિ હોય તો માત્ર દેવાલય સ્થાપશો પણ તેમાં અર્ચના માટે પૂજારીની ગોઠવણ કરી નથી એમ કહેવાશે. એવી રીતે વિદ્યાદેવીનું અપમાન ન કરો.

## પેકિન

. પેકિન શહેર કેવું છે તેનો હવે કંઈક ખ્યાલ આપું. પેકિનના મુખ્ય ભાગનો પરિઘ ત્રીસ માઈલ છે અને તેની ચારે દિશાની દિવાલ' પચાસ ફૂટ તથા કોઈ કોઈ સ્થાને તેથીએ વધારે ફૂટ ઊંચી છે અને ખૂબ જ પહોળી છે. એ દિવાલ પર થઈને પેકિન ફરવા જવાનો મોટો રસ્તો છે અને તેની પર પ્રાચીન વેધશાળાઓ, મોટાં વિજ્ઞાનમંદિરો અને ગ્રંથાલયો આવેલાં છે: એટલે કે લોકો એની પર ફરે ત્યારે વિશુદ્ધ વાયુનું સેવન થાય અને નાનાવિધ જ્ઞાન પણ મળે. એના પર બાગબગીચા પણ ખરા. પેકિનમાં ઘર તૈયાર કરવાની રીત એવી છે, કે એકેક મોટાં કમ્પાઉન્ડમાં એક ઘર હોય અને કોઈ ઘરને ૭ સાત કમ્પાઉન્ડ પણ હોય. યુરોપની માફક અનેક માળવાળાં ઘર ત્યાં નથી, અને તેવાં ઘર કદરૂપાં ગણાય છે. મોટા મોટા મહેલ પણ એવી રીતે જ બાંધેલા હોય છે. માળવાળાં ઘર ત્યા હોતાં નથી. પીળી ચીની માટીનાં નળીઆંથી તે છાયેલાં હોય છે. ઇમ્પીરિયલ પૅલેસના એક જ લાકડાના સ્થંભો આરેગોન પાઈનના હોઈ ઘણા જ

ઊંચા છે. આ ઓરેગોન પાઈનિ ઝાડ લગભગ બસો ફૂટ ઊંચુ હોય છે. ચીનમા પેકિનમા ચીનીયેન ટીયેનના મદિરમા એ ઓરેગોન પાઈનના લગભગ સો ફૂટ ઊંચા સ્થભ છે, એ સ્થભ તે કેવળ ઝાડના નીચલા સ્થૂલ ભાગના જ બનાવેલા હોય છે. યુરોપના બધા મુસાફરો એ સ્થભો કેટલા મોટા વૃક્ષના છે તે જોવા આવે છે. એક એક થાભલો તૈયાર કરવામા બેત્રણ લાખ રૂપિયા ખર્ચેલા છે. તેમા લાખનું અને સોનાનું સુદર કામ કરવામા આવેલુ છે. આ સપત્તિના એક ભાગ આગળ પણ યુરોપના મહેલો તુચ્છ જેવા લાગે. માર્કો પોલોને ચીનની સમૃદ્ધિ જોવા અને તેના એકભાગમા પણ વેપારસ્થાન મળે તેવી યોજના કરવા મોકલવામા આવેલો.

અત્યારના સમ્રાટ્ના પહેલા જે વૃદ્ધ મહારાણી હતાં તે શક્તિપ્રિય અને ટૂકી દૃષ્ટિના હતા તેથી એમના વખતમા બહુ જ નુકસાન થયું હતુ. એમના વખતમા જ ચીનમા રાજાપ્રજામા ભેદ થયો અને તે ભેદ વધારવામા યુરોપિયન લોકોએ ભાગ લીધો, કે જેથી તે એની લડાઈમા પોતે ફાવી જાય. પ્રજાસત્તાક રાજ્ય એ નામ કાનને સારુ, બીજુ અને તેથી રાજા સાથે પ્રજાને લડાઈ થાય અને તેનો લાભ પોતે લઈ જાય એવો ઇરાદો હતો.

પ્રકૃતિ રમ્જનાદ્રાળા

પરતુ હાલના રાજા બહુ ભાગ્યશાળી છે કારણ કે એને ડો. જોન્સ્ટન સરખા વિદ્વાન અને સન્યાસી સરખા

શિક્ષક મળ્યા છે. તેમણે સમ્રાટ્‌ને ઉપદેશ આપ્યો કે પ્રજા પોતાનો ભાર પોતાના પર લે તો એથી વળી રૂડું શું ? તેથી સમ્રાટે પ્રજામંડળને કહ્યું, કે તમે મારી પાસેથી જે સત્તા લડાઈથી ખૂંચી લેવા માગો છો તે હું પ્રીતિથી આપું છું તે ગ્રહણ કરીને આનંદ પામો. આથી જે લોહી રેડ્યા સિવાયનો ફેરફાર થયો તેથી યુરોપિયન લોકોને બહુ ચીડ ચડી. સમ્રાટે કહ્યું કે મારો આખો રાજમહેલ હું પ્રજાને માટે આપું છું અને હું બીજે સ્થળે રહેવા જઈશ. ત્યારે પ્રજાના આગેવાનોએ કહ્યું કે એ યોગ્ય નથી. આપને માટે થોડો ભાગ રાખો અને બાકીનો અમને આપો. તેથી સમ્રાટે ચોથો ભાગ રાખ્યો અને બાકીનો પ્રજામંડળને સોંપ્યો. તે ચોથો ભાગ પણ એક આખા શહેર જેવો દેખાય છે. જે પોણો ભાગ પ્રજાને આપ્યો છે તેની રક્ષા અને વ્યવસ્થા પ્રજામંડળ એવી રીતે કરે છે કે પ્રાચીન પ્રણાલિ ચાલુ રહે અને રાજાની મર્યાદા પણ સચવાય. એક વખતે ચીનનું મોટું સામ્રાજ્ય હતું અને તેમાં નેપાળ, ભૂતાન, સિકીમ, ગઢવાલ, કાશ્મીર, બંગાળાનો કોઈકઅંશ કુચબિહાર, આસામનો કેટલોક ભાગ અને રશિયાનો કેટલોક ભાગ સમાઈ જતાં હતાં એમના સૈન્યે પ્રાચીન સમયમા રશિયા અને પોલન્ડને પણ ધ્રુજાવ્યું હતું. અને આજે પણ રશિયા તરફ પૂર્વ તુર્કસ્થાન સુધી તેની સીમા છે. પ્રજાસંખ્યા પણ ચીનમાં પૃથ્વીના કોઈ પણ રાજ્ય કરતાં વધારે છે અને શિલ્પકળામાં પણ ચીન ચડે છે. આખા બ્રિટિશ સામ્રાજ્યમાં પણ ચીન જેટલી વસ્તી નથી. સમ્રાટ્ મંચુ જાતિના છે, અને જ્યારે તેમણે પ્રજાને

રાજ્યસત્તા આપી દીધી ત્યારે બે કરોડ મંચુઓએ કહ્યુ કે આપે ભલે ચીનની સત્તા સોંપી પણ આપણી જાતિના તો આપ જ રાજા રહો. તેથી હાલ તેમની પદવી 'મંચુના શહેનશાહ અને ચીનના માજી શહેનશાહ' એવી છે

### વિભૂતિદર્શન

મહેલનો જે પોણો ભાગ પ્રજાને સોંપેલો છે તેમા પુસ્તકાલયનો વિભાગ છે. તેમા ચીનના શહેનશાહને ચા લેવાનો ઓરડો છે. આઠસો વર્ષથી એવો રિવાજ ચાલતો આવેલો હતો, કે સમ્રાટ ત્યા ચા લે અને પરદેશના ત્રણસો—ચારસો એલચીઓ સાથે વાતચીત કરે. એ ઓરડામા અત્યારના પ્રજાસત્તાકના પ્રતિનિધિઓ અને વિદ્વાનોએ અમને ચા માટે નિમંત્રણ આપ્યુ. ચા પીવા ગયા ત્યારે એકી વખતે ચીનના બધા મહાપુરુષો અને વિદ્વાનોની સાથે મેળાપ થયો. ડૉ. ગીલ્બર્ટ રીડ જે જિસસ ક્રાઇસ્ટના પરમ ભક્ત છે તેમનો તથા એક ચીનના મિત્ર વિદ્વાન ડૉ. વિલ્હેલ્મનો મેળાપ થયો અને સમ્રાટના શિક્ષક ડૉ. જોન્સ્ટનને પણ ત્યા જોયા. વળી જે ૭ જણે પ્રથમ ચીનની પ્રજાસત્તાકની ઘોષણા કરી હતી તેમને ફાંસીની સજા કરેલી પણ તેમાથી એક જણ—લિઆ—ગચિયાઉ—બચી ગયેલા તેમને પણ પહેલવહેલા મળ્યા જ્યારે પ્રજાસત્તાકની સ્થાપના થઈ ત્યારે કેટલાક તેમને દેશના નેતા થવાનું કહ્યું. એમણે કહ્યુ કે હું સ્વાધીનતા માટે લડતો હતો પણ તેના પરિણામનો લાભ લેવા માટે નહિ, હું તો એકાન્તમા રહી જ્ઞાન અને વિદ્યાની ઉપાસના કરીશ. આપ સર્વ રાજ્યવ્યવસ્થા કરો તેમણે ભાષણમા કઈ કઈ બાબતમા

ચીન ભારતવર્ષનું ઋણી છે તે ગણાવીને કહ્યું, કે આજે એ જ કારણોથી ચીન ભારતવર્ષને પોતાના હૃદયથી બોલાવે છે. એ ભાષણની નોંધ અમે લીધી હતી અને તે 'વિશ્વભારતી' ત્રિમાસિકમાં અંગ્રેજીમાં પ્રસિદ્ધ થઈ છે. શ્રીગુરુદેવે એમના ભાષણનો ઉત્તર આપતાં કહ્યું, કે ચીન સંબંધમાં અમારા મનમાં એવો ખ્યાલ હતો, કે ચીન તો એક પરીઓના રાજ્ય જેવો દેશ છે. અરેબિયન નાઇટ્સમાં ચીનના શાહજાદા–શાહજાદીની વાત છે, અને કાલિદાસના ગ્રંથોમાં 'ચીનાંશુક' શબ્દ આવે છે તે પરથી ચીનને પરીના દેશ જેવો માનેલો. હું બાળપણમાં ચીનના શાહજાદા શાહજાદીને સ્વપ્ન જેવાં ગણતો. એ દેશમાં મારે આવવાનું થશે એવો મને ખ્યાલ પણ નહતો. પછી જ્ઞાનની વાતો કરી.

ડૉ. જૉન્સ્ટને આ બધી વાત સમ્રાટ્‌ને કહી. તેમનાથી બહાર અવાય એવું નહોતું કારણ કે એવી પ્રણાલિ છે, કે સમ્રાટ્ મહેલની બહાર ન જાય.' ડૉ. જૉન્સ્ટને શ્રી ગુરુદેવના પુસ્તકોનો અભ્યાસ કર્યો છે. શ્રીગુરુદેવના સમસ્ત સાહિત્યનું ચીનીમાં ભાષાંતર થયું છે. પેકિનથી ૫૫૦ માઇલ દૂર અંદરના ભાગમાં જોયું તો શ્રીગુરુદેવનાં પુસ્તકો વેચાતાં હતાં. ચીનમાં પુસ્તકો વેચવાની એવી વ્યવસ્થા કરવામાં આવી છે કે ગરીબમાં ગરીબ પણ થોડે થોડે કરીને પુસ્તક સંગ્રહ કરી શકે. બજારમાં જ્યાં શાકભાજી વેચાય ત્યાં જ પુસ્તકો પણ વેચાય. વ્યવસ્થા એવી હતી કે પચાસ ફર્માનું પુસ્તક હોય અને સામટી કિંમત અપાય એવું ન હોય તો દરરોજ શાક લેતી વખતે એક એક ફર્મો ખરીદે અને એ રીતે આખું

પુસ્તક ખરીદી લે કોઈ ગરીબમા ગરીબ ઘર પણ પુસ્તક વગરનું ન હોય ! કોઈ પણ ઘેર પૂછો, કે દેવગૃહ ક્યા ? અને ત્યા જઈ જુઓ તો તે દેવગૃહ પાસે પુસ્તકોનો સગ્રહ હોય જ.

ચીન ગયા ત્યારે અમારી જે છબીઓ લેવામા આવેલી તે વર્તમાનપત્રોદ્વારા દૂર ગામડાઓમા પણ પહોચેલી તેથી એકલા જઈએ તોપણ અમને એટલે દૂર પણ લોકો ઓળખી લેતા સમ્રાટ્ અંગ્રેજી જાણે છે એટલે તેમણે અંગ્રેજીમા અને સમ્રાજ્ઞીએ ચીની અનુવાદદ્વારા શ્રીગુરુદેવના પુસ્તકોનો અભ્યાસ કર્યો છે ડો. જોન્સ્ટને જે વાત કહી તે સાભળીને સમ્રાજ્ઞીએ સમ્રાટને કહ્યુ 'આવા વૃદ્ધ કવિ ચીનના શાહજાદા અને શાહજાદીના સ્વપ્ન માત્ર જોઈને જ શા માટે જાય ? આયા ગબ્જરાણી કા ન જોતા જાય ?' સમ્રાટ્ના મહેલના વ્યવસ્થાપકને પૂછ્યુ, કે ગન્ધસભામા દેશદેશના રાજાઓના પ્રતિનિધિઓ અને ધર્મગુરુઓ જ દાખલ થાય એવો નિયમ છે, પણ શ્રીગુરુદેવને કોઈ રીતે લાવી શકાય એવો નિયમ છે કે નહિ ? વ્યવસ્થાપક બોલ્યા કે એ એક મોટા ધર્મગુરુ છે અને એ રીતે એમને પ્રવેશ કરાવી શકાય

### નિમત્રણ

આવી પરવાનગી મળી એટલે ડો જોન્સ્ટને પૂછ્યુ કે જો રાજા તરફથી નિમત્રણ આવે તો તે ગ્રહણ કરવાને આપને કઈ વાધો છે ? અહી એવો નિયમ છે, કે નિમત્રણ મોકલતા પહેલા જેને નિમત્રણ કરવાનુ હોય તેની અનુમતિ લેવી. બગાળીમા કહેવત છે 'શકર' તું મીઠાઈ ખાશે ?'

તો કહે કે 'પાત્ર ક્યાં છે?' એના જેવી અમારી ઉત્કંઠા હતી. એ રાજમહેલમાં જેને નિમંત્રણ થતું તેની ઇતિહાસમાં નોંધ લેવાતી. તેમાં પૂરેપૂરું નામ, ગામ, જિલ્લો, દેશ અને સંદેશો વ્યવસ્થાપકના પક્ષના લોક લખી લેતા. તે પ્રમાણે અમારા સંબંધી પણ એ બધું લખી લીધું: કારણ કે અમે બધા રાજાની માફક જતા હતા. પછી સોનાના પત્ર પર નિમંત્રણ લખી રૂપાની પેટીમાં દરેકનાં નામ લખીને નિમંત્રણ મોકલ્યાં. અમેં ઠરાવેલે દિવસે સાત વાગે રાજમહેલની બહાર પહોંચ્યા. તે જ સ્થળે રાજાનો એઇડીકાંપ અને સેનાધિપતિ અમને લેવા આવ્યા. શ્રી ગુરુદેવ વૃદ્ધ હતા તેથી ચલાવીને લઈ જવામાં અપરાધ ગણાય એટલે તેમને માટે પાલખી આણી હતી. નિયમ એવો હતો કે પહેલાં સમ્રાટનો પરિચય વ્યવસ્થાપક કરાવે અને પછી દરેક મહેમાનની ઓળખાણ કરાવે. પછી સમ્રાટ્ ઊઠીને દરેકને યોગ્ય સ્થળે બેસાડે અને ઉપહાર આપે અને મહેમાન પણ ઉપહાર આપે. અહીંથી જતી વખતે સમ્રાટ્‌ને ભેટ આપી શકાય એવી વસ્તુઓ લઈ ગયા નહોતા; મોટા મંદિરો માટે તો અનેક વસ્તુ લઈ ગયા હતા. ગમે તેવી બહુ મૂલ્યવાન વસ્તુ લઈ જઈએ તો પણ ચીનના સમ્રાટ્‌ને સંતોષ અપાય એવું નહોતું. શ્રી ગુરુદેવને માટે તો સહેલું હતું. તેમણે પોતાના ગ્રંથો બંગાળી અક્ષરમાં નામઠામ લખીને ભેટ કર્યા. શ્રી નંદલાલ બસુએ બુદ્ધ ભગવાનનું સુંદર ચિત્ર તૈયાર કરેલું. અમારો તો ઉપાય જ નહોતો. અમે તો અંદર ગયા હતા એટલું જ. હજી કંઈ સમ્રાટનો સાક્ષાત્કાર થયો નહોતો. અમારી પાસે શંખની બે બંગડીઓ હતી. તે

બંગાળમાં તે સૌભાગ્યચિહ્ન ગણાય છે. તેની કિંમત તો માત્ર દશ આનાની હતી. તે બંગડીઓ શ્રી મહારાણીજીને આપવાની હતી. પણ તે બંગડીઓ મૂકવા માટે ધાતુપાત્ર જ ન હતું ત્યાં બહુ મૂલ્યવાન ધાતુપાત્રની તો વાત જ શી ? અને લાવવું પણ ક્યાંથી ? એટલે કમળપત્ર પર એક કાગળમાં શ્રી નંદલાલ બસુએ છબિ આંકેલી તે કાગળ અને તે પર બંગડીઓ મૂકી લઈ ગયા હતા. સમ્રાટે કહ્યું કે આપણો મેળાપ ડૉ. જોન્સ્ટનના મકાનમાં કરીશું કે જેથી નિયમવિધિ સાચવવાની જરૂર નહિ પડે. કારણ શિક્ષકને ત્યાં વધારે નિયમાદિની જરૂર નથી. ત્યાં જે બગીચો જોયો તે અવર્ણ્ય છે; કારણ કે યુરોપના શહેનશાહોએ એ બગીચા પરથી છસો વર્ષ સુધી નકલો કરી છે. તે બગીચામાં નકલી ઝરો, નકલી પર્વતો, મોટાં વૃક્ષો અને તેની સાથે નાનાં નકલી વૃક્ષ બનાવેલા હતાં. વ્યવસ્થા એવી ચમત્કારી હતી કે એનું વર્ણન થઈ શકે એમ નથી. એટલામાં ડૉ. જોન્સ્ટન બોલ્યા, કે પેલાં મહારાણી જાય છે. અમને એવી શંકા હતી કે મેળાપમા મહારાણી આવે કે નહિ તેથી દૂરથી શ્રી ગુરુદેવ સિવાય અમો બધાએ જોઈ લીધાં.

## મેળાપ

પહેલો શ્રી ગુરુદેવની સાથે અને પછી મારી સાથે મેળાપ થવાનો હતો. હું, શ્રી નંદલાલ બસુ અને શ્રી કાલિદાસના કરતાં મોટો હતો, તેથી શ્રી ગુરુદેવનો મેળાપવિધિ થતો હતો તે ધડકતી છાતીએ જોતો હતો. મારો

વિધિ થઈ રહ્યો એટલે શ્રી કાલિદાસ અને નંદલાલ બસુનો વિધિ આનંદથી જોયો. પહેલાં સમ્રાટનું નામ વગેરે મોટેથી બોલવામાં આવ્યાં, અને પછી હાથ મેળવવા હાથ લાંબો કર્યો અને હાથ મેળવ્યા એટલે એક સમ્રાટની સાથે જીવન્ત સ્પર્શ અનુભવ્યો. ત્યાં બે સમ્રાજ્ઞી હતાં—એક સમ્રાટનાં પત્ની અને બીજાં કાકી હતાં. એમની કાકીના ચહેરા ઉપર ગંભીર મહિમા અને જૂની જાહોજલાલી દૂર થઈ તેનો વિષાદ હતાં. ચીનના સમ્રાટ અને સમ્રાજ્ઞી ઘણાં જ તરુણ હતાં. શ્રી ગુરુદેવ તો આખી દુનિયામાં ફરેલા એટલે કહ્યું, કે આના કરતાં વધારે સુંદર સ્ત્રી મેં બીજી જોઈ નથી. મને એવો ખ્યાલ હતો, કે ચીનના લોકોના જેવું એમનું નાક ચીબું હશે, પણ એમનું નાક તો અતિ સુઘટિત હતું, કારણ કે મંચુ જાતિ અતિ સુંદર હોય છે. સમ્રાટ સુંદર છે પણ એવા નહિ. બંગડીઓ લઈ ગયા હતા તે લઈને શ્રી ગુરુદેવે કહ્યું કે ભારતની સ્ત્રીજાતિના પ્રતિનિધિ તરીકે આ કલ્યાણચિહ્ન સૌભાગ્યચિહ્ન તરીકે ચીનની નારીનાં પ્રતિનિધિ સમ્રાજ્ઞીને ભેટ આપું છું. પછી વૃદ્ધ કાકીજીએ એ દશ આનાની બંગડીઓ લઈને મહારાણીજીને પહેરાવી. રત્નો જોડે આવેલી એ દશ આનાની બંગડીથી પણ હાથ બહુ સુંદર લાગતો હતો. આવી રીતનો વિધિપૂર્વક મેળાપ પૂર્ણ થયા પછી સમ્રાટે કહ્યું કે ચાલો, આપણે બાગ જોવા જઈએ. એટલે સમ્રાજ્ઞીઓ વિદાય થઈ.

પછી ત્યાં બગીચામાં દેવાલયો, બુદ્ધભગવાનનાં પ્રાચીન મંદિરો, સંસ્કૃત અને બંગાળી લિપિવાળી મૂર્તિઓ, ઘંટ

વગેરે જોયાં. એ સર્વ અહીંના ખંડિયા રાજાઓએ ઉપહાર તરીકે મોકલેલાં; કારણ કે ચીનનું રાજ્ય અહીં સુધી હતું. આ જોતા ત્રણ કલાક વીત્યા.

એ પછી પ્રાચીન સિંહાસન જોવા ગયા. એ સિંહાસનના ઓરડાની અંદર રાજ્ય કરનાર વંશજ માત્ર જઈ શકતા, બીજા બધા એલચીઓ વગેરે બહાર ઊભા રહેતા યુરોપના મોટામોટા લોક પણ સમ્રાટના દર્શન પામતા નહોતા પણ કવિ જેવા મહા પુરુષની સાથે જવાથી અમારાં સદ્‌ભાગ્યનો ઉદય થયો હતો.

### ઉપાહાર

ત્યાંથી વિદાય લેવાની વખતે સમ્રાટ અમને ઘરમાં લઈ ગયા. ત્યાં સામાગ્રી અને કાકીજી બેઠાં હતાં; અને ખાદ્ય દ્રવ્યના ભિન્ન ભિન્ન રાશિ હતા. રત્નજડિત આસન, અને ચાના પાત્ર પણ બહુ મૂલ્યવાન હતાં. હું અને મી. એલ્મહર્સ્ટ સાહેબ એક આગળ પડતી જગ્યા પર સમ્રાટ અને શ્રી ગુરુદેવની નજર પડે ત્યાં બેઠા અને શ્રી નંદલાલ બસુ અને શ્રી કાલિદાસ દૂર દેખાય નહિ તેવી જગ્યાએ બેઠા હતા. અહીં કેટલીક ખાવાની વસ્તુ ભારતવર્ષ જેવી હતી. ડૉ. જોન્સ્ટનને પૂછ્યું કે આ બધુ ક્યાંથી? તેમણે કહ્યું કે નેપાલ અમારી સત્તા નીચે હતું, એટલે નેપાલી પ્રણાલિ અનુસાર શીખેલા રસોઇયા છે તેમણે બધી વસ્તુઓ બનાવી છે. તેમાં પાપડ પણ હતા. દુકાળમાથી ગયેલા હોય તેવી રીતે અમારી નજર એ બધી વસ્તુ પર પડી. ચીનનાં પેલાં

પુરાણાં અથાણાં જોઈને અમારી દશા દયાજનક થઈ હતી, પણ એવી જગ્યાએ બેઠેલા કે બધા અમને જોઈ શકે તેથી ખવાય એવું નહોતું, શહેનશાહના વંશના રાજકુમારો વગેરે બેઠેલા ત્યાં કેવી રીતે ખવાય? પણ શ્રી કાલિદાસ અને શ્રી નંદલાલ બસુ તો સારી રીતે લેવા મંડયા. હું તો ભદ્રતા જાળવવા જરા લઈ મોંમાં મૂકું અને મનમાં ને મનમાં વિનોદ કરું.'

નારીની મહત્તા કેટલી છે અને નારીનો ધર્મ કેવો છે તે ત્યાં જોવામાં આવ્યું. જે ખાદ્ય આવે તેને સમ્રાજ્ઞી સ્પર્શે અને પછી તે વહેંચાય. શ્રી ગુરુદેવને પહેલું ફળ આપ્યું તે સમ્રાટે જાતે છોડાં કાઢીને આપ્યું; કારણ કે અતિથિની આગળ યજમાન સેવક સમાન છે. શ્રી ગુરુદેવે પ્રથમ મોંમાં મૂક્યુ, પછી સમ્રાટે મૂક્યું. ત્યાં જે ચા હતી તે ચીનના જેવી ન હતી પણ આપણા જેવી જ હતી, કારણ કે ડૉ. જોન્સ્ટને કહી રાખેલું હોવું જોઈએ. ચાનું અતિશય કિંમતી પાત્ર પડી જાય એ ભયથી હાથ ધ્રૂજતો હતો. આપણા નસીબમાં પત્રાળી, તેને આવાં મૂલ્યવાન પાત્ર શા ?

### કલારસિક સમ્રાટ

સમ્રાટ અને ગુરુદેવની તે પ્રસંગની વાતચીત પરથી માલૂમ પડયું, કે સમ્રાટ માત્ર સમ્રાટ નથી, પણ સાહિત્ય-રસિક અને કલાસૌન્દર્યનું રહસ્ય સમજનાર પણ છે. પછી પૈત્રિક પવિત્ર બગીચો, કે જેમાં દેવાલય હતું તે જોવા ગયા. ત્યાં શ્રીગુરુદેવ અને રાજકવિનો એમ બે કવિનો મેળાપ થયો.

તેમને બન્નેને સાથે રાખી ફોટો લીધો. પછી સમ્રાટ સાથે અમારો ફોટો લેવામાં આવ્યો; પણ સમ્રાટ અને સમ્રાજ્ઞીનો ફોટો બહાર જવા દેવાય નહિ તેથી એ મહેલમાં જ રહ્યો છે.

ત્યાં સમ્રાટે શ્રી ગુરુદેવને એક પ્રાચીન ગૂંથણકામની બુદ્ધમૂર્તિ આપી. પેકિનમાં તે વખતે રહેતા અમેરિકન ગુણ-ગ્રાહી ચિત્રસંગ્રાહકે એ વસ્તુને માટે ઘણા પૈસા આપવાનું કહ્યું, પણ એ સ્મરણચિહ્ન અને સમ્રાટના પ્રેમનું દાન હોવાથી અમારે એ વેચવાની વસ્તુ ન હતી. તે ઉપરાંત સમ્રાટે એક ઘણો જ કીમતી રત્નજડિત પ્યાલો આપ્યો હતો. આવી રીતે એટલી બધી કિંમતી વસ્તુઓ લઈને બદલામાં દશ આનાની બંગડીઓ, થોડાંક ચિત્ર અને પુસ્તકો આપી આવ્યા. શ્રીગુરુદેવે જે ગ્રંથ આપ્યા તે એક રીતે અમૂલ્ય, પણ બુકસેલરોને ત્યાંથી મળે તે કિંમતના હતા. આમ એ દિવસે અમે ઠીક વેપાર કર્યો!

### કવિરાજ અને રાજકવિ

તે વખતે સમ્રાટ અને રાજકવિ સાથે જે વાતચીત થઈ તે કહીને વખત લેતો નથી. રાજકવિએ કહ્યું કે ચીનના સમ્રાટ આપનું આતિથ્ય કરે છે તે એમ ન માનવું, કે આપના ઉપર ઉપકાર કરે છે; કારણ કે ચીનના સમ્રાટનું સામ્રાજ્ય તો વર્તમાનકાળનું છે અને આપનું તો શાશ્વત છે. એમનું સામ્રાજ્ય સીમાયુક્ત છે, જ્યારે આપનું અસીમ છે. એ અમુક સ્થળના અને આપ સર્વ સ્થળના અધિપતિ છો, તેથી સ્થાન હાથ જોડી સમયને નમસ્કાર કરે છે. એટલે સ્થળ મોટું કે

સમય મોટા તે કહી શકાતું નથી. તેથી આપને નમસ્કાર કરી ચીનના સમ્રાટે પોતાની જાતને કૃતકૃતાર્થ કરી છે. અને આ રાજકવિ પણ એક એવુ ગાન ગાઈને ભાગ્યશાળી થાય છે કે 'સ્થાનના નમસ્કાર સમયને હો.' આ રાજા છે તે લોકો પાસે દ્રવ્યરૂપી ખંડણી લે છે, પણ આપ તો કવિરાજ છો એટલે પ્રેમની ખંડણી સ્વીકારો છો. તેથી સ્થાન તો સમયને ચરણે ઊભા રહેવાને પણ યોગ્ય નથી, અને તેથી સ્થળે સમયની કરેલી ઉપાસનાનો વિષય લઈ છંદમા નવી જાતનું કવિત્વ રાજગૃહમા ગાઈશ.

ત્યા લગભગ પાચ કનાક ગાળી બાગ વાગે વિદાય લીધી.

## વ્યાખ્યાન ચોથું

### ભારતવર્ષનો ચીનમાં પ્રથમ વિહાર

**પેકિન** વિશે તો ઘણી વાતો કહેવાય એવી છે, પણ તે કહેવા કરતા બીજી જગ્યાની વાતો કહીશ પેકિનમા શ્રી ગુરુદેવના ભાષણ શરૂ થયા એટલે પછી થાકી જવાથી દશ દિવસ આરામ લેવાનુ ઠરાવ્યુ, અને મોટો કાર્યક્રમ અટકાવ્યો. ત્યાથી પચીસ માઈલ પર વેસ્ટહિલ પર્વત પર આરામ લેવા શ્રી ગુરુદેવ ચાલ્યા ગયા. અમે ત્રણ, પેકિનના દેવાલયો જોવા માટે ફરવા લાગ્યા એકેક દેવાલયનુ વર્ણન કરતા ઓછામા ઓછા બે દિવસ લાગે માટે તે વર્ણનની વાત છોડી દઉં છુ એ દશ દિવસ કઈ કાર્યક્રમ નહોતો તેથી પેકિન બહારનો પ્રદેશ જોવાનું નક્કી કર્યું. ભારતવર્ષમાથી કશ્યપમાતંગે પહેલવહેલુ પશ્ચિમ ચીનમા હોનાન પ્રાતમા લોઇયાગ નામના સ્થાનને પોતાનુ સ્થાન બનાવ્યુ કશ્યપ માતગ મોટા સિદ્ધ પુરુષ હતા અને આપણા સાધકના સાહિત્યમા તેમને માતગમુનિ કહે છે કશ્યપમાતગ કેટલાકના

કહેવા પ્રમાણે પહેલા કાશ્મીરમાં રહેતા. ( કેટલાકના મત પ્રમાણે તેઓ મધ્ય એશિયામાં પણ રહેતા. ) કાશ્મીરને ચીની ભાષામાં 'કીપીન' કહે છે. કશ્યપમાતંગને એક રાત્રે સ્વપ્ન આવ્યું, કે પોતે આહાર કરે છે અને બીજા આજુબાજુ ટળવળે છે છતા પોતે જમે છે. બીજે દિવસે એમણે વિચાર કર્યો કે આટઆટલી સાધના હું કરું છું છતાં આવું સ્વપ્ન કેમ આવ્યું ! બીજી રાત્રે વળી પાછું સ્વપ્ન આવ્યું કે તેં જે ધર્મસાધના—જ્ઞાનપ્રાપ્તિ કરી છે તે બીજા અજ્ઞાનીઓને આપતો નથી તે ભૂખ્યાના આગળ આહાર લેવા જેવું કરે છે. ત્યારે તેમણે પૂછ્યું : 'હે ભગવાન ! હું શું કરું ?' ઉત્તર મળ્યો : 'જે દેશમાં ધર્મની જરૂર છે ત્યાં જા અને ઉપદેશ કર.' કશ્યપમાતંગના પ્રદેશમા ચીનના મોટા વેપારીઓ આવેલા તેમની વાતચીતથી જાણી લીધું કે ચીનમાં સભ્યતા છે, સંસ્કૃતિ છે; પણ પારમાર્થિક વાત નથી, આન્તર બહુ જ શુષ્ક છે તેથી ત્યાં જઈ ઉપદેશ કરવાની ભગવાનની આજ્ઞા છે એમ માન્યું. પોતાની પાસે અનેક ગ્રંથ હતા તે થોડા થોડા વેપારીઓનાં પશુ ઉપર લાદીને પોતે દંડ લઈ પગરસ્તે ચાલ્યા. તેઓ ખૂબ વૃદ્ધ હતા. એક વર્ષની મુસાફરી પછી પૂર્વ તુર્કસ્તાન છોડીને તેઓ જતા હતા ત્યારે ચીનના રાજાને સ્વપ્ન આવ્યું કે સોનાની કાંતિવાળો અને સૂર્ય જેવી જ્યોતિવાળો પુરુષ પોતાના દેશમા પ્રવેશ કરે છે. એટલે સમ્રાટે જ્યોતિષીઓને પૂછ્યું : 'આનો અર્થ શો ?' તેમણે કહ્યું: 'ભારતવર્ષથી કોઈ એક મહાન સિદ્ધ પુરુષ સત્યજ્ઞાન લઈને અહીં આવે

છે, માટે તેમના સત્કાર માટે તૈયારી કરો.' સત્કાર માટે સમ્રાટનો શ્વેત અશ્વ અને શ્વેત છત્ર લઈને સેવકોને કશ્યપમાતંગને લેવાને મોકલ્યા. ૭ માસ ચાલ્યા પછી એક સ્થળે તેઓ કશ્યપમાતંગને આવી મળ્યા. તેમનો ચહેરો જોઈ તેમણે નક્કી કર્યું કે આ જ તે માણસ. જેમના સમસ્ત કેશ શુભ્ર થઈ ગયા છે અને તુષાર-મંડિત પર્વત જેવી જેમની ગંભીરતા છે એવા તે વૃદ્ધ તેઓના જોવામાં આવ્યા. તેમને સેવકોએ કહ્યું: 'આપને માટે આ શ્વેત છત્ર છે અને શ્વેત અશ્વ છે તે પર બેસો અને સમ્રાટ પાસે ચાલો.' આ બનાવ ઈસુપૂર્વની પ્રથમ સદીમા બન્યો. કાશ્યપમાતંગે ઉત્તર આપ્યો· 'હું પ્રભુ નથી કે આ ઘોડા પર બેસીને આવું, હું તો પ્રભુનો દાસ છુ એટલે પગે ચાલીને આવીશ.' જે સમસ્ત ગ્રંથ પશુઓ પર હતા તે એકત્ર કરી ઘોડા પર મૂકી પગે ચાલવા લાગ્યા. ૭ માસ ધીરે ધીરે ચાલી ચીનના હોનાન પ્રાંતમા આવી પહોચ્યા ત્યાની લો નદી ગગા જેવી પવિત્ર ગણાય છે. તેના કિનારા પરની વનસ્પતિ અને આસપાસના પ્રદેશની શોભા બહુ આશ્ચર્યજનક હતી. એ વખતના ભારતવર્ષના કવિઓએ એને એવી ઉપમા આપેલી છે, કે શ્યામલ ભૂમિમા થઈને શ્વેત નદી વહે છે—જાણે નારાયણના કંઠમા ઉપવિત ધર્યુ ! ત્યા જઈને કશ્યપમાતંગનુ મન તૃપ્ત થયુ અને તેમણે કહ્યુ· 'આ સ્થાને મારું મન તૃપ્ત થયુ, તેથી હું અહીં જ રહીશ.' સેવકોએ કહ્યુ· 'રાજા આપની રાહ જુએ છે' તેમણે જવાબ આપ્યો. 'તમારા રાજાના હુકમથી નહિ, પણ મારા રાજાના હુકમથી હું અહીં આવ્યો

છું. તમારા રાજાને કામ હોય તો અહીં આવે.' જે સ્થળે તે ઘોડા તે જગ્યાએ અશ્વે પ્રાણત્યાગ કર્યો. તેમણે તે સ્થળે પોતાનો આશ્રમ કર્યો. તેનું નામ પેઇમાસ્રુ (પેઇ=ધોળો, મા=ઘોડો અને સુ=વિહારઃ શ્વેતઅશ્વવિહાર) રાખ્યું, પણ પોતાના નામથી તે વિહાર ન સ્થાપ્યો. તેમણે વિચાર્યું: 'હું પ્રબુદ્ધ પ્રાણી છું અને અશ્વ પણ તેનું પ્રાણી છે. મેં પોતે પ્રાણ નથી આપ્યો પણ અશ્વે પ્રાણ આપ્યો છે, માટે તેના નામથી વિહાર ઓળખાય એ જ યોગ્ય છે.' ચીનમાં આ જ ભારતવર્ષનો પ્રથમ વિહાર. ત્યાર પછી ચારસો વર્ષ સુધી ભારતમાંથી અહીંનો પ્રાણપ્રેરક સંદેશ લઈ સાધકો અને પંડિતો પૂર માફક જતા હતા. એનો અભ્યાસ કરવો હોય તો વિશ્વભારતીના અધ્યાપક ફણીન્દ્રનાથ બસુએ લખેલું "ચીનમાં ગએલા હિંદના પંડિતો*" એ નામનું પુસ્તક જોવું. ફ્રેંચ ભાષામાં એ વિષે ઘણાં પુસ્તકો છે. અહીં અંગ્રેજી પુસ્તકોમાથી એક નામ તમને કહ્યું.

### બે દિવસની નવાબી

આ સ્થાને ગુણભદ્ર, પંડિત ભરદ્વાજ વગેરે એટલા બધા પંડિતો ગયા છે કે તેઓનાં નામ ગણાવતાં પાર ન આવે. અમોને આ તીર્થ જોવાની ઇચ્છા થઈ. આજે તો અમે રેલ અને જહાજથી ગએલા, પણ બે હજાર વર્ષ ઉપર હાથમાં લાકડીનો ટેકો રાખીને પગરસ્તે મનની પ્રીતિથી

*Indian Teachers in China : Phanindranath Basu.

૮૦ વર્ષની ઉમ્મરના જે પુરુષ ગએલા તેમને નમસ્કાર કરીએ. એ તીર્થસ્થાન પેકિનથી સાડાપાચસો માઈલ દૂર છે. ત્યા લૂંટારાનો ખૂબ ભય હતો. શ્રી ગુરુદેવની સાથે તો સ્પેશિયલ ટ્રેનમા જતા એટલે અહીંનો ખ્યાલ ન હતો તેથી પંડિતોને પૂછ્યુ કે ત્યા કેવી રીતે જવાય ? વરની સાથે—જાનની સાથે—તો જવાનું ઉત્તમ, પણ વર વિના તો જાન (પ્રાણ) જ જાય. પ્રજાસત્તાકના મંત્રીઓના જાણવામા આવ્યું કે આ ત્રણ જણ જવા ઇચ્છે છે એટલે એક પ્રધાને અમને ખબર આપી કે આપને માટે ત્રણ સલૂન તૈયાર છે, જ્યારે જવાની ઇચ્છા થાય ત્યારે ટેલિફોનથી ખબર આપશો એટલે જવાની ગોઠવણ થશે. તે સલૂનમાં સ્નાનની, બેસવાની, કામ કરવાની, ભોજનની અને પુસ્તકાલય આદિની સુંદર વ્યવસ્થા હતી. એમણે એમ પણ કહ્યુ કે જ્યા જશો ત્યા લશ્કરના સેનાપતિ આવી લશ્કરી રીતે આપનો સત્કાર કરશે. મનમા એમ થયુ કે આ બે દિવસની નવાબી ભોગવી લઈએ. પછી પાછા ભારતવર્ષમા ડખ્બા અને ડમણિયા તો છે જ. દશ વાગે પેકિનથી રવાના થયા. દોઢ બે કલાકે મિલિટરી સ્ટેશને લશ્કર સાથે સેનાપતિ આવીને લશ્કરી રીતે સલામ કરી કહે. 'આપને માટે શુ કરીએ ?' તે કહેતા કે તમને લૂંટારા કદાચ નુકસાન કરશે અમે ઉત્તર આપતા: 'તેઓ Bandit (લૂટારા) છે તો અમે Pandit (પંડિત) છીએ, માત્ર એક જ અક્ષરનો ફેર છે અમારી પાસે લેવાનુ પણ શુ ? લૂટારુઓના દર્શન ન થયા. એકાદ વખત સરાય પડેલો પણ ચોક્કસ નહોતુ શ્રી કાલિદાસજી

બહુ બીકણુ છે. એમને 'એન્ડિટ આવે તો શું કરીએ ?' એ વિચાર વારંવાર આવતો હતો. આખો દિવસ લશ્કરી સન્માન પામતાં પામતાં જતાં આનંદ થયો હતો. પણ રાત્રે એવું થશે કે નહિ તે વિચારતાં હવે એવા સન્માનની જરૂર નથી એવો વિનય અમારામાં આવ્યો. સન્માન લેવાનું હતું પણ શ્રી. કાલિદાસ બાબુને મોટા ઠરાવી એમને સન્માન લેવાનું ગોઠવ્યું હતું. હું તો દશ વાગે સૂઈ ગયો. એક અજાણ્યા શહેરમાં મોડી રાત્રે બાર સાડાબાર વાગે ટ્રેનનું બારણું કોઈ જોરથી ખખડાવે છે એમ જણાયું. શ્રી કાલિદાસ બાબુએ બીતાં બીતાં બારણું ઉઘાડયું અને બહારનો ઠાઠ જોઈને એ તો ડરી જ ગયા. ત્યાં બસોત્રણુસો માણસો હતાં અને કેટલાક તો તરવાર લઈને ડબામાં પણ આવ્યા હતા, તેથી એ ડરે એ કેવળ સ્વાભાવિક હતું. આ અવાજ અમે સાંભળ્યો અને ઊંઘમાથી ઊઠયા. શ્રી. કાલિદાસની આવી અવસ્થા જોઈ હવે શાન્તિ રાખવી એ ઠીક નથી એમ લાગ્યું એટલે મેં કહ્યું કે આ તો 'મિલિટરી સન્માન' છે. અઢી વાગે પણ એ જ પ્રમાણે થયું. પછી ઊંઘવાનું માંડી વાળ્યું.

### ચેનચાઉમાં ચાઈનીઝ આતિથ્ય

સવારે ચેનચાઉ નગરમાં પહોંચ્યા. તે નગરમાં અમારું આતિથ્ય બિલકુલ ચાઈનીઝ રીતે થયું. એ ભોજન ત્યાંના ધનિકોને યોગ્ય હતું, પણ અમારે તો અખાદ્ય હતું. અમો સમજી ગયા, કે આ દશ દિવસ અમને ભોજન મગવાનું

નથી; કારણ કે જે ધનવાનોનું ખાદ્ય ચટણી, અથાણાં હતાં તેમાંથી એવી તો અસહ્ય દુર્ગન્ધ નીકળતી કે તે ખવાય જ નહિ. ગરીબ લોકોનું ખાદ્ય તે આપણથી ખવાય એવાં બટાટા, શેકેલાં શકરિયાં વગેરે હતું; પણ તે ગરીબનું તેથી અમને આપે શાના? મોંગોલ લોકો ગાયો રાખે, દૂધ પીએ અને તેમનું ઘી પણ સરસ હોય છે. અમે કહ્યું કે થોડું દૂધ અને ભાત આપો તો પણ ચાલે. તે લોકો હાથ જોડી કહેવા લાગ્યા કે દૂધ તો ગરીબ પીએ, આપને કેમ અપાય?

ચેનચાઉમા એક મ્યુઝિયમ જોયું. તે સ્થાનના એક મોટા પ્રોફેસર ફ્રેંચ બોલી જાણતા હતા, અંગ્રેજી નહિ. એમની સાથે ફ્રેન્ચમાં વાતચીત કરી. ત્યાંથી એક નાની ટ્રેનમાં વિદાય થયા. ત્યાથી આગળ જતાં જાણે પર્વતોનું રાજ્ય આવ્યું. ત્યા ઘણી સુંદર ગુફાઓ હતી અને ગુફાઓમા ગામ અને ઘર ઘણા સુંદર અને ચમત્કારી હતાં. એ પ્રાંત સુંદર ચિત્રના જેવો હતો. ગુફાની સામે બગીચા અને પર્વત પર વૃક્ષો વગેરે હતાં. પ્રત્યેક ગામમાં દેવાલય! વૃક્ષોની ઘટામાં દેવાલય! નાની જગ્યાએ પણ દેવાલય! પર્વતની ઉપર પણ દેવાલય! દેવાલયો એટલાં બધાં હતા, કે જાણે તે દેવાલયોની ભૂમિ હોય એવું લાગતુ અને ભારતવર્ષમા કાશીમાં ચાલતા હોઈએ એવું થતું હતું; પણ તફાવત એ કે એ જગ્યા વધારે સુંદર હતી. સાંજે લોયાંગ જઈ પહોંચ્યા, અને હોનાન પ્રાંતના ગવર્નરના અધિકારમાના ત્યાંના અતિથિગૃહના અતિથિ થયા, અને જે સ્થાન અમારે માટે નિર્દિષ્ટ હતુ ત્યા રહ્યા. ત્યાં અમારે માટે રાજદરબારી વ્યવસ્થા

હતી. સ્નાનગૃહ આરસનું બાંધેલું હતું. દુઃખ માત્ર એક અન્નનું હતું—બીજી કોઈ વાતે મણા નહોતી. ખાદ્ય આવે અને તે ચાલ્યું જાય. માત્ર થોડી ચા અને કોઈ એકમે તાજાં ફળ હોય તે ખાઈએ. એક જાતના તલ હના તે મધમાં નાખીને ખાધા પણ તે યે થોડા હતા.

પ્રથમ હુંગમેન—નાગદારતીર્થ જોવા ગયા. એકાદ બે દિવસના રસ્તે થઈને રીક્ષામા જવાનું હતુ. એક માણસ બેસે અને તેને એક માણસ ખેંચે એવી રિક્ષા ગાડી હોય છે.

## શિક્ષણનો પ્રચાર

પેકિનમા અને છેક નાના ગામોમાં એવું એક પણ માણસ નથી, કે જે લખીવાંચી ન જાણે! પેકિનમા સાઠ હજાર મજૂર છે, તે બધાય લખીવાંચી જાણે છે. ગામમા કોઈ પણ માણસને પૂછતા જણાતું કે તેને લખતાવાચતા આવડે છે. હુંગમેન તરફ રિક્ષામા જતા એક ગામ ક્વાંડી-ડૅાંગ આવ્યુ. તાપ તો પુષ્કળ પડતો હતો તેથી અમે ગભરાયા હતા. એક ખેતરમાં કામ કરનાર મજૂરને જોઈને અમારું નામ વગેરેની માહિતીવાળું લિખિન કાર્ડ આપીને વિશ્રામસ્થાન ક્યા છે તે પૂછ્યુ. અમારી પાસે ત્રીસ કાર્ડ હતા તેની પર બન્ને બાજુએ ખાસ ઉપયોગી વાક્યો ચીની ભાષામા લખેલા હતાઃ 'ભોજનની જગ્યા બતાવો' 'સ્ટેશને લઈ જાવ' એવા વાક્ય તેમા હતા. તે મજૂર અમને ક્વાનના મંદિરમા લઈ ગયો. તે ધારાળા કોળીના જેવી જાતનો હતો. તે યે વાચી શકતો હતો. તેને પૂછ્યુઃ 'તું કેવી રીતે વાંચી

શકે છે?' તેણે જવાબ આપ્યો 'શું અમારા દેશમાં ધર્મગુરુ નથી? મંદિરના પંડયાનું મુખ્ય કામ લખતા-વાચતા શીખવવાનું છે. દરેક મંદિરના વિભાગમા આવેલી જમીન પર વસતો એક પણ માણસ અજ્ઞાન રહે તો તેનો દોષ તેને શિર છે.' ધર્મગુરુઓને પૂછ્યુ તો તેમણે ઉત્તર આપ્યો 'તમારા દેશમાથી જ શિક્ષા મળી છે કે જે દેશમા એક પણ માણસ મૂર્ખ રહે, તો તેનો દોષ ત્યાના ગુરુઓનો (બ્રાહ્મણોનો) છે. સંતાન જો ભૂખ્યુ રહે તો એની માતા બાળક પાસેથી માતા તરીકેનો પૂજાનો અધિકાર કેવી રીતે મેળવે?' ક્વાદીઁગમા જે માણસોએ સત્કાર કર્યો તે એન્ડિટ જેવા જ લાગતા હતા, પણ અમારા તરફ સભ્યતાથી વર્તેલા.

ત્યાથી લુંગમેન તીર્થ—નાગદ્વાર તીર્થ ગયા. ત્યા સહસ્ર પર્વતગુફા છે અને પ્રત્યેક ગુફામા હજાર દેવમૂર્તિ તથા સાધકો અને ભક્તોની મૂર્તિઓ કોતરેલી છે અને અનેક જાત્રાળુઓ ત્યા આવે જાય છે, એવુ એ એક મોટું પવિત્ર તીર્થ છે. એ સ્થાને બધી ગુફાઓમાથી બહાર આવી સમસ્ત સંન્યાસીઓનો સત્કાર કર્યો આ સ્થળે ઘણા મૂલ્યવાન પુસ્તકો અને ચિત્રોનો સંગ્રહ હતો.

## પેઇમાસુ

ત્યાથી પેઇમાસુ ગયા ત્યાના મુખ્ય પુરોહિત તો તીર્થ-યાત્રાએ ગયા હતા, પણ બીજા પુરોહિત પણ મહાન વિદ્વાન હતા. વળી બીજા ઘણા પંડિત અને વિદ્યાર્થીઓ હતા. અમે

ભારતવર્ષથી આવેલા છીએ, એ ખબર એ લોકો પહેલાથી જાણવા પામેલા તેથી બધી ચાવીઓ થાળીમા ભેગી કરીને લાવ્યા અને કહ્યું: 'આ મંદિરો આપના ભારતવર્ષના સાધુઓએ કરેલાં છે—તે આપનાં જ મંદિરો છે. બે હજાર વર્ષ સુધી આપના પૂર્વપુરુષોએ આપેલો ભાર અમે વહન કર્યો! હવે ય તે લેશો કે નહિ? જે જ્ઞાનાગ્નિ આપે ચેતવ્યો તે આજ સુધી અમે ચલાવ્યો. હવે કયા સુધી ચલાવીએ? કયાં છે અમારામા તે શક્તિ? આપના પૂર્વપુરુષોમાથી કેટલાય ઉત્સાહી વિદ્વાનો અને યુવકોએ આવી આ કાર્યનો પ્રચાર કર્યો હતો હવે તે ઉત્સાહ કયા ગયો?' હું એમને સમજાવી ન શકયો, કે અમારા દેશમા હાલ વિદ્યા નથી અને યુવકો વૃદ્ધ થઈને જ જન્મે છે! પ્રકૃતિનો નિયમ એ છે, કે પહેલા કળી, પછી ફૂલ, પછી ફળ અને છેવટે બીજ થાય, પણ અમારે ત્યાં તો હાલ મુકુલ પહેલા જ બીજ જન્મે છે. મને વિચાર આવ્યો કે આ લોકની આપણા ભારતવર્ષ માટેની વ્યાકુળતા આપણા ડાહ્યા, ઉપયોગિતાવાદી દેશમા કેવી રીતે સમજાવી શકાય? અમો સાથે નાસ્તા માટે થોડું ભાથુ બાધી ગયા હતા તે તેમણે જેયુ તે અમારા ભારત વર્ષનું ખાદ્ય નહોતુ પણ લોઇયાગના અતિથિગૃહમાથી જે કઈ મળ્યુ હતું તે હતુ. એમાં ચીનની પાઉંરોટી હતી, તેની ગંધ જૂના બારસોપ જેવી હતી ચીનની પાઉંરોટી ખાતા ખાતા એમ થતુ, કે અમારી સિરાઓનો બધોય મેલ ધોવાઈ જશે! આ બધા દિવસ અનાહાર જેવા ગયા હતા, પણ તે દિવસે થોડું ખાવાનું ભાગ્ય પ્રાપ્ત થયુ. પુરોહિતે અમારું ભાથાનું

પોટલું જોઈને પૂછ્યું: 'આ શું?' અમે કહ્યું: 'થોડું ભાથું છે.' તેણે ટકોર કરી કહ્યું: 'આપના પૂર્વપુરુષ કશ્યપ ભાથાનું પોટલું લઈને આવ્યા હતા? અમે આપનું આતિથ્ય કરી શકીશું એવી શું આપને શ્રદ્ધા નથી?' અમે લજ્જા પામ્યા; અમારા મનની વ્યથા તે સમજી ગયા અને તેમને દયા આવી. તેથી તેમણે ગામવાસી જે હજારો લોકો આવેલા હતા તેમને કહ્યું: 'આ ભારતવર્ષથી આવ્યા છે તે પ્રસાદ લાવ્યા છે, તે તમે વહેંચી ખાઓ અને તમારા ઘરમાં જે હોય તે લાવીને તેમને આપો.' તેઓએ એ 'પ્રસાદ' ચણા ચણા જેટલો વહેંચી લીધો. પછી થોડા પાકા ફળ, મધ, ઊંચી જાતના તલ, શેકેલા બટાટા અને બાટી આપ્યા તે વખતે ગરીબનું ભોજન મેળવીને થોડો આહાર કરવા ભાગ્યશાળી થયા. બટાટા મધ સાથે ખાવાથી કેવા સરસ લાગે તે જોયું. શેકેલા શક્કરિયા પણ ખૂબ ખાધા. ભોજનસામગ્રી આવી એટલે અમને કશ્યપમાતંગના ઓરડામાં લઈ ગયા, અને કહ્યુ. 'બે હજાર વર્ષ સુધી આ ઓરડામાં કોઈએ ભોજન લીધુ નથી. આપ કશ્યપમાતંગ સામે બેઠા છે એમ એમને પ્રત્યક્ષ માનીને ખાઓ.' ત્યાં જમવા બેઠા એટલે ચારસો વર્ષ સુધી ભારતવર્ષના જે સાધુઓ ગયેલા તે જાણે પાસે બેઠા હોય એમ લાગ્યુ. જે કંઈ વસ્તુની અમારે જરૂર હતી તે બધી બહુ વિનયથી સન્યાસીઓએ આપી અને કહ્યુ: 'અમને છોડીને જશો નહિ.' અમે સમજાવ્યુ કે અમે બહુ વર્ષ આળસમાં ગાળ્યા, પણ હવે આવવા માંડ્યુ છે એટલે બહુ લોકો આવશે, છતાં ગુરુભાવે આપને ઉપદેશ દેવાનુ સામર્થ્ય અમારામાં રહ્યુ નથી.

## ભોજનની ભાંજગડ

ત્યાંથી પછી લોયાંગ સ્ટેશને ફરીથી પૂર્વના અતિથિ-ગૃહમાં ગયા. સાત દિવસ સુધી કંઈ ભોજન મળ્યું ન હતું, માત્ર ખાંડ અને દૂધ વિનાની ચા મળતી. એ સ્થળે પૂછ્યું: 'અહીં ભાત મળશે?' ઉત્તર મળ્યો: 'ઉત્તર ભાગમાં ભાત નથી પણ દક્ષિણ ભાગમાં ખૂબ છે, કેવળ ભાત જ છે.' આ તો વળી વધારે અંદરનો ભાગ એટલે ભાત મળે જ નહિ. કંઈક વ્યવસ્થા થઈને ચોખા આવ્યા તે વખતે પરમ આનંદ થયો, કે 'આજે ભાત મળ્યો.' બે માસના વ્યાધિ પછી બાળકને ભાત મળે અને તેને જેવો આનંદ થાય તેવો આનંદ અમને થયો. ચીનમા દરેક વસ્તુ અમુક અમુક પ્રકારના પાત્રમાં પીરસે છે. ચીનમાં ભોજન વખતે ભાત પીરસે તે પાત્રમાં ઢાંકીને પીરસે, ઢાંકણું ઉઘાડીને જમવાનું હોય છે. દરેક ચીજ માટે જુદું પાત્ર હોય છે. અનુભવથી અમે જાણ્યું કે અમુક જાતના પાત્રમા અમુક ચીજ હોય. ભાતનું પાત્ર ઢાંકેલું હતું, પણ બીજી ચીજો ઢાંકેલી તે અખાદ્ય હતી. ભાતના પાત્રમાં જોયું તો ભાતનું માત્ર ઓસામણ જ દીઠું. અમે તેનું કારણ પૂછ્યું તો માલમ પડ્યું કે પૈસાદાર વર્ગ ભાતનો સાર–સત્ત્વ ખાય છે અને કૂચા તો નોકરો જ ખાય છે. અમે પૂછ્યું કે કૂચા છે કે નહિ? હોય તો તે લાવો. રસોડામાં તપાસ કરાવી તો તે નોકરો ખાઈ ગયેલા, તેથી અમે પછી ઓસામણ પીધું. તો પણ ભાતની ગંધથી સંતોષ માન્યો, કે ભારતવર્ષના ભાતની ગંધ તો છે. ઘરમાં જઈને શ્રી. નંદલાલ બસુએ કહ્યું, કે શક્કરિયા માગશું તો યે આ

સોડો કંઈ આપવાના નથી. જો શક્કરિયાં મળે તો યજમાનો-માંથી કોઈ ન જાણે એમ છૂપી રીતે શેકીને ખાઈએ. પણ શક્કરિયાંનું ચીની નામ અમે કોઈ જાણતા નહિ, તેથી શી રીતે મંગાવવાં તે પ્રશ્ન થઈ પડયો. શ્રી. નંદલાલ બસુએ કહ્યું કે હું ચિત્ર દોરી આપું છું. પછી પીંછી લઈને શક્કરિ-યાંનું ચિત્ર કાઢયું અને અગ્નિમયી દીવાસળી સળગાવી દેવતાથી શેકીને, ફોલીને ખવાય છે એમ નોકરને સમજાવ્યું. ચાકરે ગંભીર ભાવે સમજ્યો છું એમ કહ્યું અને ગયો. અત્યાર સુધી દુભાષિયા પ્રો. લી ગેરહાજર હતા તે થોડી વારે આવી પહોંચ્યા. તેમણે પૂછ્યુંઃ 'આપે શું કર્યું છે?' અમે કહ્યુંઃ 'અમે કંઈ કર્યું નથી.' પછી ચાકરને બોલાવ્યો તો ચાકર ટોપલી ભરી ખોચાં સડેલા ફળાં અગ્નિમાં શેકીને લાવ્યો હતો! પ્રો. લીએ નોકરને પૂછ્યુંઃ 'તેં કેવી રીતે જાણ્યું?' તેણે કહ્યુ 'ચિત્રથી' પ્રો. લીએ ચિત્ર જોઈ કહ્યું, કે આ તો સડેલું ફેળું છે. બજારમા ફળાં લેવા ગયો ત્યારે નોકરને દુકાનદારોએ પૂછયુઃ 'સડેલા ફળાં કોને માટે જોઈએ?' તેણે કહ્યુઃ 'હિંદુસ્તાનથી આવેલા છે તેમને માટે.' એક સ્થળેથી એવા ફળાં મળે નહિ તેથી દરેક ઘેરથી બબ્બે ઉઘ-રાવીને ૨૦-૨૫ ફેળા આણીને શેકીને લાવેલો! શ્રી. નંદલાલ બસુને ચિત્રકળાનો ગર્વ હતો, પણ જ્યારે તેમણે જોયું, કે તેમના શક્કરિયાના ચિત્ર પરથી ચાકરને સડેલુ ફેળું સમજાયું ત્યારે તેમનુ મો પડી ગયું! પછી પ્રો. લીએ નોકરને કહ્યું કે શક્કરિયા જોઈએ છે. અર્ધા કલાકમા શકરિયા આવ્યા. આઠ દિવસ પછી આટલુ ખાવા પામ્યા.

ત્યાંથી કાઇફેંગ ગયા. કાઇફેંગમાં પ્રકાણ્ડ પ્રાચીન વિશ્વવિદ્યાલય અને એક પ્રાચીન દેવાલય છે. એ વિશ્વવિદ્યાલયમાં અમારે ભાષણ આપવાનું હતું. અમે ત્યાં તે વિશ્વવિદ્યાલયના અતિથિ તરીકે ગયેલા. ત્યાંના ગવર્નરે મોટા સૈન્ય સાથે અમને મળવા આવ્યા. અમે એ ગવર્નરના અતિથિ થવાને બદલે વિશ્વવિદ્યાલયના અતિથિ થયા તેથી તેમને બહુ દુઃખ થયું, તોપણ બહુ સભ્યતાથી અમારું સન્માન કર્યું.

## ધર્મગુરુ

હવે ત્યાંના મંદિરના ધર્મગુરુ પંડાની વાત કહું છું. તે બ્યાસી વર્ષના હતા છતાં તેમનું શરીર બહુ સશક્ત અને દીર્ઘાકાર હતું. સાભળ્યું છે કે તે વિદ્યાના મહાસાગર જેવા છે. અમો જ્યારે ત્યાં ગયા ત્યારે તેમનું ટેબલ પુસ્તકોથી ભરેલું હતું. અમે પૂછ્યું ' આટલી વૃદ્ધ વયે પણ આપ શા માટે અભ્યાસ કરો છો ? ' તેમણે કહ્યું: ' મારી યોગ્યતા છે તેના કરતાં લોકો મારા પર વધારે શ્રદ્ધા રાખે છે. એ ઋણ વાળવા માટે બને તેટલો પ્રયત્ન કરું છું. લોકોની શ્રદ્ધાને બરાબર યોગ્ય તો નહિ જ થવાય, પણ બને તેટલો વધારે યોગ્ય થાઉં તેવો પ્રયત્ન કરું છું. ' તેમના પુસ્તકાલયમાં ૫૦૬૦ ભારતવર્ષના અનુવાદ કરેલા ગ્રંથો છે. અને તેઓને દરેક ગ્રંથનો ઘણો જ સારો પરિચય છે. એ કેટલાય દર્શનશાસ્ત્રના અભ્યાસથી તેમણે સમુદ્ર જેટલું ગંભીર જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. અમને જોઈને પિતા બાળક પર હાથ ફેરવે તેમ

અમારી પર હાથ ફેરવવા લાગ્યા, અને કહ્યુ: 'આપ બહુ મોડા આવ્યા. ભારતવર્ષમાં આવવાની મારી બહુ ઇચ્છા હતી પણ હવે હું વૃદ્ધ અને અશક્ત છું. શક્તિ હતી ત્યારે આપ આવ્યા હોત તો આપની સાથે હું ભારતવર્ષમાં આવત. તે વખતે મને રસ્તાની ખબર ન હતી. જ્ઞાનના ઘણા રસ્તા જોયા છે, પણ પૃથ્વીના રસ્તા નથી જોયા. હમણાં તો આ ઘરથી પેલે ઘર જતાં પણ રસ્તો ભૂલું છું. મને હજી પણ એવી ઇચ્છા થાય છે, કે જાણે ભારતવર્ષનાં તીર્થમંદિરોની યાત્રા કરીને જીવનનાં શેષ વર્ષો પૂર્ણ કરું. આપના દેશમાં કેટલાંયે દેવાલયોના પંડિતો તીર્થગુરુ( પંડા )ઓ બ્રાહ્મણો છે તેઓમાંના એકના પણ ચરણ આગળ બેસી જીવનમાં જે શિક્ષણ અપૂર્ણ છે તે બધું પૂર્ણ કરું અને તેમની સેવા કરીને ધન્ય થાઉં.

એમણે એમ કરીને જે ગૌરવ ભારતવર્ષને આપ્યું તેનો અનુભવ કરવાનું તો દૂર રહ્યું, પણ હાલની ભારતની દીનદશાને છુપાવવું પણ યોગ્ય લાગ્યું નહિ. આવા સાધુ જ્ઞાની પાસે કાંઈ સત્ય છુપાવાય છે ? મેં કહ્યું: 'ભારતની એવી દશા હાલ રહી નથી. આજે એક પણ ધર્મગુરુ એવો નથી કે જે આપને ઉપદેશ આપી શકે. પહેલાં તો આપને, મંદિરમાં પરધર્મી પરદેશીને પ્રવેશનો અધિકાર નથી એમ કહી પ્રવેશ જ ન કરવા દે. આમ ન કરે તો તેમની આબરૂ જાય એમ છે કારણ કે **વિચારનો જેટલો અભાવ તેટલી આચારની પ્રબળતા હોય છે. જ્ઞાન જેટલું ઓછું તેટલો** આડંબર વધારે. તેથી અમારામાં કોઈનું એવું સામર્થ્ય

નથી કે આપને ઉપદેશ આપે !' આ સાંભળીને એ વૃદ્ધ જન હસ્યા અને કહ્યું: 'મને બહુ આનંદ થયો.' અમે પૂછ્યું: 'આમ કેમ બોલો છો ? શાથી બહુ આનંદ થયો !' તેમણે હસીને કહ્યું: 'ભારતવર્ષમાં રખેને વિનયનો લોપ થયો હોય એવી બીક હતી પણ આપની વાત સાંભળી હજી પણ વિનય છે એ જાણી આનંદ થયો. આ વિદ્યાલયમાં ભારતવર્ષના ૫૦૬૦ ગ્રન્થોમાં ગંભીર વાણી છે અને અઢળક જ્ઞાન ભરેલું છે. ભારતવર્ષમાં જ્ઞાનનો અભાવ નથી એ નિઃસંશય છે પણ મને ભય હતો કે રખેને વિનય નહોય ! પહેલાં તો તેવો વિનય હતો તે ગ્રન્થો ઉપરથી જણાય છે. પણ ભારતવર્ષની વર્તમાન દુર્દશામાં પણ જ્ઞાન તો રહેલું જ છે; પણ રખેને વિનય ન રહ્યો હોય એવો ભય હતો, પણ આજ પણ વિનય છે એ જોઈને એમ લાગે છે, કે ભગવાનની કૃપા ભારતવર્ષ ઉપર કાયમ છે.' અમે કહ્યું: 'બાબા ! આ સત્ય વાત છે, વિનય નથી.' તેમણે કહ્યું: 'ભારતવર્ષમાં જ્ઞાન અને વિનય બન્ને છે અને તેથી પણ વધારે સત્ય છે.'

આ સાંભળીને અમે મનમાં ને મનમાં અશ્રુપાત કર્યો. તેમણે કહ્યું: 'ભારતમાં તો હું જઈ શકું એમ નથી પણ જે ધર્મગુરુ હોય તેને નમસ્કાર કરી કહેજો, કે આપના ચરણકમળે બેસવાની ઇચ્છા હતી પણ અવાય એમ નથી. પ્રત્યેક મંદિરના ધર્મગુરુને કહેજો કે તેમના દેવાલયનાં બારણાં ખુલ્લાં રાખે કે જેથી સેંકડો દેશપરદેશના વિદ્યાર્થીઓ આવે અને જ્ઞાન મેળવે.'

અમે કમ્પિત હૃદયે પાછા ફર્યાં કારણકે તેઓ જો આવે તો દાન પણ શુ આપવું એ અમને સૂઝતું ન હતું. જે આશાથી તે લોકો આવવા માગે છે તે આશા પૂરી કરવાની ભારતવર્ષની સાધના પણ ક્યા રહી છે.

---

મોકલ્યો છે.' એમને બરાબર નિહાળીને જોતા અમે એમને ઓળખ્યા. અમે તેમને કહ્યું કે અમે ટિકિટ લીધી છે. એટલે પોતે બોલ્યાઃ 'એ તો જાપાનનું અપમાન કહેવાય.' અમને એવો ખ્યાલ હતો કે જાપાનને કિનારે પહોંચ્યા પછી અમે જાપાનના અતિથિ થઈશું; પણ એમણે તો કહ્યુંઃ 'જાપાને આપને નિમંત્રણ આપ્યું એટલે એ સર્વ વ્યવસ્થા જાપાને જ કરવાની રહી. આપની ટિકિટ મને આપો.' ટિકિટ લઈને તેઓ ચાલ્યા ગયા. ત્રણ ચાર કલાક પછી આવીને ટિકિટના પૈસા અમને પાછા આપ્યા, અને ટિકિટ એન. વાય. કંપની ને સોંપી. તેના એજન્ટ આવીને કહેવા લાગ્યાઃ 'આપ મારી સ્ટીમરમા નથી આવતા તેથી મને દુઃખ થાય છે, પણ મારા દેશના લોકના વહાણમાં આપ જાઓ છો એટલે મને વધારે આનંદ થાય છે.'

## જાપાનને માર્ગે—

જાપાનની સ્ટીમરમા બેસી અમે જાપાન તરફ ચાલ્યા. તે સ્ટીમરનો કૅપ્ટન લડાઈમા જઈ આવેલો હતો. સ્ટીમર પૂરઝડપથી જતી હતી. કૅપ્ટને પૂછ્યુંઃ 'આપ જાપાનમા પ્રથમ ક્યા ઊતરવા ઇચ્છો છો?' ગુરુદેવે કહ્યુ : 'હું થાકી ગયેલો છું તેથી જ્યા ગરમ પાણીના ઝરા છે ત્યા જવાય તો સારું. હું પહેલો આવ્યો ત્યારે ત્યાં એ પાણીમાં સ્નાન કરવાથી મને બહુ આરામ લાગેલો.' તેમણે કહ્યું 'એ ઝરા તો ધરતીકંપને લીધે હવે અસ્તવ્યસ્ત થઈ ગયા છે, પણ નાગાસાકી આગળ આપને એવું સ્નાન કરવાનું

મળશે.' એટલે સ્ટીમર જે કાંઠે જવાની હતી તે નાગાસાકી તરફ વળી, અને કેપ્ટને વાયરલેસથી તે પ્રમાણે જાપાનમા ખબર આપી. જે દિવસે સ્ટીમર ત્યા પહોચવાની તે. મળસ્કે અમે તો સૌ નિત્યનિયમાનુસાર વહેલા ઊઠતા તે પ્રમાણે ઊઠયા. દરરોજ સવારમા ઊઠીને અમે ચા લેતા એટલે તે પ્રમાણે અમારી ઓરડીમાં ચા આવી જતી, પણ તે દિવસે તો આવી નહિ. મેં બહાર જઈ જોયુ, તો ઓરડીની બહાર એક કાગળ હતો અને તેમા લખ્યુ હતુંઃ 'આપને માટે ચા તૈયાર છે અને જહાજના સર્વોચ્ચ સ્થાનમાં જ્યા કેપ્ટનને બેસવાની ખુલ્લી જગ્યા છે ત્યા આપને નિમંત્રણ છે,' માટે ત્યા પધારો. હવે જાપાનની ભૂમિ દેખાવાને માત્ર અર્ધો કલાકનો જ વિલંબ છે.' અમે તે વાંચીને ઉપર કેપ્ટનના સ્થાનમા ગયા. શ્રી ગુરુદેવને પણ લઈ ગયા. ચામાથી પરવાર્યા ત્યા તો જાપાનની ભૂમિના કિનારાનું દર્શન થયુ. કેપ્ટને દેશવાત્સલ્યના ભાવથી ભરેલે સ્વરે કહ્યુંઃ 'પેલી મારી ભૂમિ દેખાય છે.' જેમ માતાના તરફ બાળક જોઈ રહે એમ સ્નેહપૂર્ણ દષ્ટિ વડે જોઈ રહેલા એ લોકો જ એ રીતે "મારી ભૂમિ" કહી શકે. આપણે શી રીતે કહી શકીએ? તેમણે કહ્યુ· 'મારા દેશની ભૂમિનો દરેક તસુ સુદર છે. અને એને માટે મારો પ્રાણુ આપુ.' અને ખરેખર જેમ જેમ અમે જાપાનની નજીક આવતા ગયા, તેમ તેમ અમને એ ખરું લાગ્યુ, કે ત્યાની દરેક ચીજ સુદર છે. કિનારા પર પર્વતો છે. તે તરફ જોઈને કેપ્ટને કહ્યુ. આ પર્વતોની નીચે માછીઓના ઝૂપડા છે અને એમની માતાના

મોકલ્યો છે.' એમને બરાબર નિહાળીને જોતા અમે એમને ઓળખ્યા. અમે તેમને કહ્યું કે અમે ટિકિટ લીધી છે. એટલે પોતે બોલ્યા: 'એ તો જાપાનનું અપમાન કહેવાય.' અમને એવો ખ્યાલ હતો કે જાપાનને કિનારે પહોંચ્યા પછી અમે જાપાનના અતિથિ થઈશું; પણ એમણે તો કહ્યું: 'જાપાને આપને નિમંત્રણ આપ્યું એટલે એ સર્વ વ્યવસ્થા જાપાને જ કરવાની રહી. આપની ટિકિટ મને આપો.' ટિકિટ લઈને તેઓ ચાલ્યા ગયા. ત્રણ ચાર કલાક પછી આવીને ટિકિટના પૈસા અમને પાછા આપ્યા, અને ટિકિટ એન. વાય. કંપની ને સોંપી. તેના એજન્ટ આવીને કહેવા લાગ્યા: 'આપ મારી સ્ટીમરમા નથી આવતા તેથી મને દુઃખ થાય છે, પણ મારા દેશના લોકના વહાણમાં આપ જાઓ છો એટલે મને વધારે આનંદ થાય છે.'

જાપાનને માર્ગે—

જાપાનની સ્ટીમરમાં બેસી અમે જાપાન તરફ ચાલ્યા. તે સ્ટીમરનો કેપ્ટન લડાઈમાં જઈ આવેલો હતો. સ્ટીમર પૂરઝડપથી જતી હતી. કેપ્ટને પૂછ્યું: 'આપ જાપાનમાં પ્રથમ ક્યાં ઊતરવા ઇચ્છો છો ?' ગુરુદેવે કહ્યું: 'હું થાકી ગયેલો છું તેથી જ્યાં ગરમ પાણીના ઝરા છે ત્યા જવાય તો સારું. હું પહેલો આવ્યો ત્યારે ત્યાં એ પાણીમાં સ્નાન કરવાથી મને બહુ આરામ લાગેલો.' તેમણે કહ્યું: 'એ ઝરા તો ધરતીકંપને લીધે હવે અસ્તવ્યસ્ત થઈ ગયા છે, પણ નાગાસાકી આગળ આપને એવું સ્નાન કરવાનું

ગયેલા ત્યારે તેમની સાથે મેળાપ થયેલો. તે ગ્રેજ્યુએટ હતા અને શ્રી ગુરુદેવના પ્રતિ તેમની ઘણી ભક્તિ હતી. શ્રી ગુરુદેવનુ સાહિત્ય તેમણે જાપાનીમા ઉતાર્યું છે આવી રીતની સેવા માટે તેમણે લગ્ન પણ નહિ કરેલુ. વિદ્યાની ઉપાસના માટે તે કુંવારાં રહી નૈષ્ઠિક બ્રહ્મચર્ય આચરી રહેલાં હતા. તે અમારી સેવા માટે આવેલાં હતા. ભોજનાદિ વ્યવસ્થા માટે એક સુંદર બાગ પસંદ કરવામાં આવ્યો હતો સ્ટીમરમા લોહખંડની ગંધ આવ્યા કરતી એટલે એમણે કહ્યુ ' સ્ટીમરમાં લોહખંડ સ્થાનમા આપને ભોજન કરાવાય ! આપ નીચે ઉતરશો ? પ્રવાસનો બધો સરસામાન ભલે સ્ટીમરમા રહે.' અમે બાગમા ગયા. ત્યાં સ્નાન માટે ઠંડા અને ગરમ પાણીની સર્વ વ્યવસ્થા રાખેલી હતી. ક્રેપ્ટને મિસ તોમીવાડાને પૂછેલુ કે અમને પ્રથમ શુ જોઈએ ? તેમણે જણાવેલુ કે ભારતવાસીને પ્રથમ તો સ્નાન જોઈએ. એ પ્રમાણે આગળ આગળથી પૂછીને સર્વ વ્યવસ્થા કરી રાખી હતી. બહુ સારી રીતે સ્નાન કર્યું. અમે તો એકે એક કપડુ સાથે લીધેલુ અને નીચે ઉતરેલા. પણ એ બાઈએ ઠંડી લાગશે એમ જાણીને સ્નાન કર્યાં પછી ત્યા પહેરવા માટે ગરમ કપડા વગેરે તૈયાર રાખેલુ. એ બાઈને જ શ્રી ગુરુદેવના ભાષણોનું જાપાની કરીને લખવાનુ હતુ. અમે પૂછ્યુ 'આપ સ્ત્રીને કેમ આ કામ સોપાયુ છે ?' તેમણે જવાબ આપ્યો· 'પુરુષને વિચારતી જરૂર લાગે છે, પણ ભાષાની દરકાર નથી હોતી, પણ સ્ત્રીને તો ઘરમા ચોખાના દાણેદાણાની કાળજી હોય છે

સ્થાન છે.' આ નની નાની કુટિરોમાં મૂર્તિ નહિ પણ કોઈમાં સ્વસ્તિક, કોઈમાં ચક્ર એવાં ચિહ્નો હોય છે. સ્ટીમર જ્યારે નાગાસાકી આવી ત્યારે રાત્રે નવ વાગે તાર મળેલો એટલે માણસોની ભીડ બંદર ઉપર નહોતી દેખાતી, પણ જ્યારે સ્ટીમર બંદરે ઊભી ત્યારે દૂર બંદર પર પુષ્કળ માણસોની ભીડ દેખાઈ. ભીડને મોખરે એક અતિ વૃદ્ધ પુરુષ હતા તે સ્ટીમર પર આવ્યા અને બંગાળીમાં અમને પૂછ્યું: 'આપ સર્વ કુશળ છો ?' અમે સાનંદાશ્ચર્યથી ધ્યાનપૂર્વક નિહાળી રહ્યા. તરત જ જાણ્યું કે એ શાંતિનિકેતનમા પૂર્વે રહી ગએલા શિલ્પી છે. અમે પૂછ્યું: 'આપ બંગાળી ભાષા શી રીતે સાચવી રહ્યા છો ?' તેમણે કહ્યું: 'કોઈ દિવસ શ્રી ગુરુદેવ પધારે તો એમની ભાષામાં હું સત્કાર કરી શકું તે માટે દરરોજ દશ મિનિટ બંગાળી ભાષામાં હું પોતા સાથે વાત કરતો રહ્યો છું. વળી પંદર દિવસથી તો એકાન્તે ઈશ્વરની પ્રાર્થના કર્યાં કરું છું કે આપની સ્ટીમર આ તરફ આવે. હું તો વૃદ્ધ છું, મારાથી બરાબર ચલાતું નથી. ભેગા થએલા લોકોએ હું વૃદ્ધ અને અશક્ત છું તેથી મારે માટે આગળ જગ્યા કરી, અને મને સૌથી આગળ મૂક્યો છે અને આપને મળવા સ્ટીમરમાં આવ્યો છું.'

## જાપાનની ભૂમિ પર

પછી અમે સર્વે બંદર પર ઊતર્યા. જે આચાર્ય ચીનમાં મળ્યા હતા તેમણે એક મિસ તોમીવાડા હતાં તેમને મેળવ્યાં. શ્રી ગુરુદેવ જ્યારે નવ વર્ષ પૂર્વે જાપાન

ગયેલા ત્યારે તેમની સાથે મેળાપ થયેલો. તે ગ્રેજ્યુએટ હતા અને શ્રી ગુરુદેવના પ્રતિ તેમની ઘણી ભક્તિ હતી. શ્રી ગુરુદેવનું સાહિત્ય તેમણે જાપાનીમા ઉતાર્યું છે આવી રીતની સેવા માટે તેમણે લગ્ન પણ નહિ કરેલું. વિદ્યાની ઉપાસના માટે તે કુંવારા રહી નૈષ્ઠિક બ્રહ્મચર્ય આચરી રહેલા હતા તે અમારી સેવા માટે આવેલા હતા. ભોજનાદિ વ્યવસ્થા માટે એક સુંદર બાગ પસંદ કરવામા આવ્યો હતો સ્ટીમરમા લોહખંડની ગંધ આવ્યા કરતી એટલે એમણે કહ્યુ ' સ્ટીમરમા લોહખંડ સ્થાનમા આપને ભોજન કરાવાય ! આપ નીચે ઊતરશો ? પ્રવાસનો બધો સરસામાન ભલે સ્ટીમરમા રહે ' અમે બાગમા ગયા. ત્યાં સ્નાન માટે ઠંડા અને ગરમ પાણીની સર્વ વ્યવસ્થા રાખેલી હતી. કેપ્ટને મિસ તોમીવાડાને પૂછેલુ કે અમને પ્રથમ શુ જોઈએ ? તેમણે જણાવેલુ કે ભારતવાસીને પ્રથમ તો સ્નાન જોઈએ. એ પ્રમાણે આગળ આગળથી પૂછીને સર્વ વ્યવસ્થા કરી રાખી હતી. બહુ સારી રીતે સ્નાન કર્યું અમે તો એકે એક કપડુ સાથે લીધેલુ અને નીચે ઊતરેલા પણ એ બાઈએ ઠંડી લાગશે એમ જાણીને સ્નાન કર્યા પછી ત્યા પહેરવા માટે ગરમ કપડા વગેરે તૈયાર રાખેલુ. એ બાઈને જ શ્રી ગુરુદેવના ભાષણોનુ જાપાની કરીને લખવાનુ હતુ અમે પૂછ્યુ ' આપ સ્ત્રીને કેમ આ કામ સોંપાયુ છે ? ' તેમણે જવાબ આપ્યો ' પુરુષને વિચારની જરૂર લાગે છે, પણ ભાષાની દરકાર નથી હોતી, પણ સ્ત્રીને તો ઘરમા ચોખાના દાણેદાણાની કાળજી હોય છે

એટલે મારે તો શ્રીગુરુદેવના વિચારો અને ભાવનાઓની સાથે સાથે તેનું બાહ્યરૂપ જે ભાષા તે પણ સંગ્રહવાની છે. એટલે એઓશ્રીનો પ્રત્યેક શબ્દ લીધા સિવાય હું રહીશ નહિ.'

બાલ—સન્માન

જાપાન વિષે કહું તે પહેલાં એટલું કહી દઉં કે મને ભાષણ કરવાનો અભ્યાસ નથી, વાતચીત કરવાનો જ અભ્યાસ છે.* તેથી મને આ રીતે ઊંચા આસને બેસાડ્યો તે ઠીક થયું નથી, પરંતુ આનંદની વાત એ છે, કે નાના સાથે રહેવાનો અભ્યાસ રાખનાર મારા જેવાને આજે પણ અહીં વિદ્યાર્થીઓની જ સાથે વાત કરવાનો પ્રસંગ ઇશ્વરે આપ્યો છે. હું જોઉં છું કે અહીં શ્રદ્ધાવાન વૃદ્ધ પુરુષો પણ છે. બાળકોની જયંતીને દિવસે બાળકો માટે રાંધેલી વસ્તુ વૃદ્ધોને પણ ઠીક લાગી શકે; તેમ હું જે બાળકોને કહેવા માગું છું તે તમને સૌને પણ કદાચ ઠીક લાગશે એમ ધારીને વાત કરું છું. બાળકમાં સન્માન આપવાની વૃત્તિ કરતાં પ્રેમની વૃત્તિ વધારે હોય છે. આ ઊંચે આસને બેસાડી મને દૂરથી માન અપાવવાને બદલે એમની સાથે બેસાડીને પ્રેમાલાપ કરવા દીધો હોત તો વધારે આનંદ થાત. જે દેશમાં ભગવાન વૈકુંઠનું સિંહાસન ત્યાગ કરીને પોતે બાલગોપાળ થઈને આ ભૂમિમાં બાળકો સાથે ખેલતા

---

* કોસિન્દ્રાના આશ્રમમાં રહેલાં બાળકોની સાથે આ વાતો થયેલી તેથી તેમને ઉદ્દેશીને આ શબ્દો બોલાયા છે.

હતા, તે દેશમાં આચાર્ય માટે ઊંચું આસન રાખવું એ ઠીક નથી. જ્યારે બાળકો મોટાં થશે ત્યારે આચાર્યને સન્માન આપતાં શીખશે. માટે બાળક પ્રથમ તો પ્રેમ રાખતાં શીખે અને મોટું થતાં સન્માન આપવાનું શીખી લે એ ઠીક છે. જો માતા ભક્તિ કરાવવાના ઉદ્દેશથી શિશુને દૂર રાખે તો બાળકનો પ્રાણ બચે નહિ; તેવી રીતે આચાર્ય જો ભક્તિ કરાવવાના હેતુથી શિષ્યોને દૂર રાખે તો તે તેમનામાં જ્ઞાનજીવન શી રીતે રેડી શકે ? પણ એ તો થયું. હવે જાપાન ઉપર આવીએ.

## ' મારી માતૃભૂમિ '

જાપાન વિશે ' મારો દેશ ' ' મારી માતૃભૂમિ ' એમ કહેલું, તે તે દેશ સ્વાધીન છે તે માટે નહિ પણ પોતાનો દેશ તેમણે પોતે જ નિરંતર પ્રયત્નથી અને સાધનાથી કલ્યાણમય, સુંદર અને અન્યની સેવા કરવાના ક્ષેત્રરૂપ બનાવ્યો છે તે માટે કહેલું. ધારો કે આજે આપણને કોઈ ' સ્વરાજ્ય ' આપી દે તોપણ આપણે ' મારો દેશ ' એમ કહી શકીશું ? ના; કારણકે આપણે દેશને માટે કંઈ કર્યું નથી. અને એ ' સ્વરાજ ' ન મળે છતાં પણ આપણે તેને માટે સ્વાર્પણ કર્યું હશે તો ' આપણો દેશ ' એમ કહી શકીશું. જેમ માતા બાળકને વેચાતો લઈ ' આ મારો પુત્ર ' એમ કહી શકતી નથી, પણ પ્રત્યેક દિન પોતાની સેવાથી તેને પોતાનો કરી અને કહી શકે છે, તેમ કોઈ પણ ચીજ પર "આ મારી ચીજ છે" એમ કહેવાનો અધિકાર હોવો એ એના ઉપર

વિજય મેળવવો એ નથી, પણ તેને માટે કરેલું પોતાનું સ્વાર્પણ એ તે અધિકારનું રહસ્ય છે. અને એથી જ જેઓ ગુલામોના માલેક છે તે એમ ન કહી શકે કે 'આ અમારા માણસો છે,' પણ જે મહાપુરુષોએ પોતાના પ્રાણ દ્વારા જગતની સેવા કરી છે તેઓ જ એમ કહી શકે.

## નાગાસાકી મહાવિદ્યાલય

અમે નાગાસાકી પહોચ્યા અને ભોજન લીધુ એટલામા ત્યાંના વિદ્યાલયના સમસ્ત અધ્યાપકો અમારી પાસે આવ્યા અને તેઓએ વિનંતિ કરી "માત્ર અર્ધો કલાક પણ અમારા વિદ્યાલયમા આવી જાઓ તો ઉપકાર થશે અમારા બાલકોને માટે આપને બોલાવવાનો હક છે. આપ તો બાળકોના બંધુ છો એટલે અમારે ત્યા નહિ આવો તો બાળકો આપને અહીથી જવાની અનુમતી આપશે નહિ." પછી અમે સર્વ મહાવિદ્યાલય જોવા ગયા. ત્યાના મોટા પુસ્તકાલયની વિશાળતા અને ઉપયોગિતા સંબધી અને ત્યા ચાલતી પ્રાચીન શોધખોળની પ્રવૃત્તિ સંબંધી અહીં અત્યારે કહી શકાય એમ નથી ત્યાના અધ્યાપક સોન્જે મુતો એક વિરલ મૂર્તિ છે. તેમને જોઈને, તેમનું જ્ઞાન જોઈને આશ્ચર્ય જ થાય ! એમને અમે પૂછ્યુ 'આ પુસ્તકાલયનો ઉપયોગ કેવી રીતે કરો છો?' તેમણે કહ્યુ 'અમે પુસ્તકાલયના પુસ્તકો ઉપર જ આધાર રાખતા નથી. પણ અમે એવું અભ્યાસક મડળ ઊભુ કર્યું છે, કે જેઓ પુસ્તકોમાથી જ્ઞાનામૃત મેળવી અન્ય પિપાસુઓને

આનંદ સાથે એ જ્ઞાનામૃતનું પાન કરાવી શકે છે. પુસ્તકાલય કરતા અભ્યાસક મંડળ ઊભું કરવું તે વધારે મહત્ત્વનું છે. દ્રવ્યથી પુસ્તકાલયનું બાહ્ય સાધન પ્રાપ્ત થાય પણ સરસ્વતી માતાની ઉપરનાં પ્રેમ-ભક્તિ વિના એવું અભ્યાસક મંડળ ઊભું ન થાય. પુસ્તકશાળાના પુસ્તકોનો ભાર લઈને તો માણસ ગુંગળાઈ જાય,–જેમ કોઈ ઉપવાસીનું મોઢું સીવી લઈ તેના માથા પર ખાદ્યનો મહાભાર ભારીએ તો તે બિચારો મરી જાય.

## ગ્રામદર્શન

'નાગાસાકી મહાવિદ્યાલય' માં ત્રણ કલાક શોભીને ઉન્‍ઝેન ( Unzen ) થઈને કોબે જવાનું હતુ. તે વખતે મિસ તોમીવાડા અને કેપ્ટન વચ્ચે નાગાસાકીથી કોબે જતા સુધીના ખર્ચ માટે રકઝક ચાલી. બાઈ કહે કે નારીમંડળદ્વારા શ્રી ગુરુદેવનો એ ખર્ચ અપાશે અને કેપ્ટન કહે કે હું આપીશ. એ બેમાથી કોણ જીત્યું તેની તો અમને ખબર નથી; પણ અમે પહોચ્યા ખરા. ત્યાથી શહેર છોડી મોટરમા બેસી જાપાનના ગામડાના પ્રદેશમા પ્રવેશ કર્યો. ગામ એટલા બધા સુદર હતા કે સો સો માઈલ ફર્યા છતા એવી એક પણ જગ્યા ન હતી કે જે નકામી, કૂબડી, ભૂંડી ભૂખ જેવી હોય. બધી લીલીછમ, હરિયાળી, ઝાડ, પાન, ઘાસવાળી– 'શસ્ય શ્યામલ'. કોઈ સૌંદર્યશાસ્ત્રી પણ એ રચનામા ખામી કાઢી શકે એમ નહોતું. એવું અકૃત્રિમ સૌંદર્ય જ્યા ત્યા નજરે પડતુ હતું. મિસ તોમીવાડાને શ્રી ગુરુદેવે કહ્યુ: 'જાપાનમા વીરત્વ છે એમ જાણ્યું હતુ. પણ સૌંદર્યનું પણ

આટલું બધું જ્ઞાન હશે એ ખબર નહોતી.' તેમણે ઉત્તર આપ્યો : 'જો માણુસમાં વીરત્વ હોય અને સુંદરતાની ભાવના ન હોય, તો શાને માટે તે પોતાનો પ્રાણ આપી શકે? જગતના ઇતિહાસમાં એવું એક પણ દૃષ્ટાંત બતાવો, કે જ્યાં વીરત્વ હોય, અને સુંદરતા ન હોય! જે જાતિ સૌંદર્યથી વિમુખ હોય તે આળસુ, કાયર, સ્વાર્થપરાયણ અને ભીરુ હોય છે.

## ઉન્નતિનું રહસ્ય

પૂર્વબંગાળાની પેઠે ગામમાંનાં ઘરોને ફરતાં નાનાં ઉદ્યાન હતાં, અને છાપરાં ઘાસથી છાયેલાં છતાં અથવા તો તે કારણે જ ખૂબ સુંદર હતાં. ગામના લોકો ગામના કલ્યાણ માટે એટલા ઉત્સુક હોય છે કે ગામમાં વીજળીની બત્તી વગેરેની સુવ્યવસ્થા કરેલી હોય છે. 'તમારા ગામમાં સેવા માટે પૂરતા માણસ મળી આવે છે?' એમ પૂછતા મિસ તોમીવાડાએ કહ્યું- 'ગામના કલ્યાણ માટે સઘળાં એકમત હોય છે અને સેવા માટે તો પ્રત્યેક જણ સ્પર્ધા કરે છે. કોઇને સ્વાર્થી કહેવું એ મૃત્યુ બરાબર ગણવામાં આવે છે. આ ઉદ્દગારો સાંભળ્યા ત્યારે જ અમને સમજણ પડી કે થોડા સમયમાં જાપાન જગતમાં શક્તિશાળી શાથી બન્યું? કારણકે જે દેશની અંદર લોકોમાં એકબીજાની સાથે મેળ હોતો નથી તે દેશ ચાળણીના જેવો છે. આપણા દેશના પુરાતન સાધુઓએ કહ્યું છેઃ 'કામધેનુને વાંસની ટોપલીમાં દોહીએ તો એક ટીપું દૂધ પણ તેમાં રહે નહિ અને દારિદ્ર મટે નહિ.' આપણા દેશમાં જે કંઈ છે તેને આપણે સાચવી

નથી શકયા એટલે આપણી આજની દરિદ્ર દશા થયેલી છે. ઝાડભૂંજનની ધાણી પાત્ર બરોબર ન હોય તો ઊડી જાય છે તેમ આપણું પણ ધનધાન્ય લૂંટાઈ ગયું છે.

## કુલપ્રતિષ્ઠા વિ૦ સેવા

નાગાસાકીથી ત્રણ પહાડ ચઢીને અને ઊતરીને, જુદી જુદી ખાણોમાં થઈ સાયંકાળે ઉન્ઝેન (Unzen ત્યાં ઊંચા પર્વત ઉપર ઊના પાણીના ઝરા છે ત્યાં) આવી પહોચ્યા. ઉન્ઝેનમા એક વિશાળ અતિથિગૃહ હતું. અમે પહોચ્યા કે તરત જ નાની નાની બાલિકાઓએ અમારો સત્કાર કર્યો, અને અમારા કપડા બૂટ વગેરે ઉતારવામા મદદ કરી ભોજનની વ્યવસ્થા કરવા મંડી ગઈ. એમના ચહેરા જોતાં જ અમને લાગી ગયું કે અહી તો ચાકર લોકો પણ બહુ કુલીન અને સ્વચ્છ દેખાય છે. એક ચાકર જેવા વૃદ્ધ પુરુષે નોકરની માફક અમારી ઘણે ઘણે પ્રકારે સેવા કરી હતી. બે દિવસ ત્યા રહ્યા અને ત્રીજે દિવસે રવાના થયા. તે વખતે અનેક શિલ્પશાસ્ત્રી, પંડિતો અને ગુણવાન લોકો આવીને અમારી સાથે વાતચીત કરવા લાગ્યા. હોટેલમા ચાકરોને-વેઇટરોને-સામાન્ય રીતે બક્ષીસ આપવાની પ્રથા છે આ પ્રથાને અમે વશ ન થઈએ એટલા ખાતર જ્યારે એમની વિદાય લેવાનો સમય આવ્યો ત્યારે મિસ તોમીવાકાએ અમને ચેતવ્યા 'જોજો ' અહી સેવા કરનારાઓને નોકર ગણીને બક્ષીસ આપતા' કારણ કે આમાની ઘણીખરી કન્યાઓ તો અહીના કુલીન કુટુબોની જ કન્યાઓ છે.

અને એ બધાં પ્રબળ ઇચ્છાથી અહીંના ચાકરોને બદલે સ્વયં સેવા કરવાને આવેલાં છે.' જે દેશમાંથી પોતાના ધર્મગુરુ શ્રી બુદ્ધદેવનો ઉપદેશ પોતાના દેશમાં આવ્યો હતો, તે દેશના માણસોની સેવા કરી કૃતાર્થ થવા વૃદ્ધ યુવાન, સર્વે આવ્યાં હતાં. પછી જે વૃદ્ધે ચાકરની માફક સેવા કરેલી હતી તેમનો પરિચય આચાર્યે અમને કરાવ્યો. તે વૃદ્ધ નાગાસાકીના દ્વીપકલ્પના પોણા ભાગના માલેક હતા. મિકાડોએ જાપાનને પ્રજાનું બંધારણ આપ્યું તે પહેલાં આવા આવા નાના રાજાઓ ઘણા હતા. અત્યારે પણ એઓ ત્યાંના પ્રતિનિધિ મંડળના એક આગેવાન સભ્ય હતા. આ સાંભળી અમે હાથ જોડીને એમને કહ્યું : 'આપે આટલી બધી સેવા કરીને અમને અપરાધી બનાવ્યા છે. આપનું મહત્ત્વ ક્યાં અને આવું કામ ક્યાં !! વૃદ્ધે ઉત્તર આપ્યો: 'મારું ઉચ્ચપદ, કુલીન વંશ કે મહત્ત્વ હોય તેથી કંઈ મારો સેવા કરવાનો અધિકાર જતો રહે? શું તે મારી પ્રતિષ્ઠા સેવાના સર્વોપરિ કર્ત્તવ્યની આડે આવે? શ્રી ભગવાને જે કંઈ સૌભાગ્ય મને આપ્યું છે તેમા સૌથી મોટું સૌભાગ્ય તો મને સર્વની સેવા કરવામા અડચણ ન નડી એ છે.' એમનો પોતાનો ત્યા મહેલ હતો. એમણે કહ્યું : 'મારો વિચાર એવો હતો કે મારે ઘેર આપની સેવા કરવી. પણ પહેલેથી આ અતિથિગૃહમા વ્યવસ્થા થઇ ગયેલી અને કન્યાઓ પણ સેવા અર્થે આવી પહોંચેલી હતી, તેથી એ વાત પડતી મૂકીને મને અહીં આવીને જોડાવું ઠીક લાગ્યું. પણ છતાં આપની મોટર મારા ઘર

આગળથી લઈ જાઓ અને તેના તરફ દૃષ્ટિપાત કરો એટલે તે ઘર હવે આપના દર્શનથી જ પોતાને ધન્ય માનશે.

તેમણે જ મોટર વગેરેની વ્યવસ્થા કરી. ત્યા થઈને મોટર પસાર થઈ અને મોટર દ્વારા અર્ધા દિવસની મુસાફરી કરીને અમે સ્ટેશન ગયા. ત્યા પણ કન્યાઓએ આવીને ખાવાપીવાની વ્યવસ્થા કરી હતી. અમને ખબર પણ પડતી નહોતી, કે મિસ તોમીવાડા આ બધી વ્યવસ્થા કેવી રીતે કરે છે ? અર્ધા કલાકમા તો ભોજન કરીને ટ્રેનમા બેસી ગયા.

## અન્નપૂર્ણા મા

ત્યાથી અમે ફુકુઓકા શહેરમા ગયા. ત્યા જઈને સાભળ્યુ કે અહી વૃદ્ધ સ્ત્રીઓનુ એક મંડળ છે. તે સ્ત્રીઓ શ્રી ગુરુદેવની પાસેથી કંઈક સાંભળવા ઇચ્છતી હતી. ત્યા પણ પહેલાના જેવુ અતિથિગૃહ હતુ અને સેવા માટે સ્ત્રીઓ હાજર હતી. અને એવી જ રીતે અમારી સેવા થઈ. આવા કોઈ સેવકોને નોકર ન માનવાનુ તો અમે સમજી જ ગયા હતા. સ્નાન કર્યા પછી એ મંડળમા બેઠા હતા ત્યારે શ્રી ગુરુદેવને પ્રશ્ન પૂછવામા આવ્યો. 'સ્ત્રીઓને એમના કાર્યમા કેવી રીતે પ્રેરણા મળે ? ભારતવર્ષમા પહેલા ધર્મ અને પ્રાણ ભળેલા હતા તેને લીધે જ અમે ત્યાથી ચૈતન્ય મેળવ્યુ છે, તો હવે આપ ભારતવર્ષના એક મહર્ષિ એ વસ્તુ નહિ આપો તો બીજું કોણ આપશે ? અમે સો સ્ત્રીઓ દેશના જુદા જુદા કાર્યમા પ્રવૃત્ત થયા છીએ.' ત્યાની સ્ત્રીઓ વિદ્યાર્થીઓ માટે શુ શુ કામ કરે છે તે વિશે હાલ કંઈ કહી શકાય એમ નથી, તોપણ એટલું કહીશ, કે ત્યાના દરેક મંદિરના

મુખ્ય આચાર્ય અને સંન્યાસીઓ પાસે જે ચાળીસ-પચાસ વિદ્યાર્થીઓ હોય છે તેમની ખાવાપીવાની વ્યવસ્થા તે સ્ત્રીઓ કરી આપે છે. તેઓનું સાદું જીવન, પવિત્રતા અને ગંભીર જ્ઞાન જોઈ અમને બહુ આશ્ચર્ય થયું. અમે વિદ્યાર્થીઓને પૂછ્યું: 'તમારું ઘર છોડીને આટલે દૂર આવતા દુઃખ થતું નથી?' તેમણે કહ્યું: 'દુઃખ શેનું? અમે એક માને છોડી અહીં સો સો મા મેળવી છે.' પેલી બહેનોને પૂછ્યું: 'તમે આટલી સેવા ઉઠાવો છો તે કેવા ભાવથી પ્રેરાઈને ઉઠાવો છો?' એક વૃદ્ધાએ કહ્યું: 'અમારા છોકરાઓ બીજે જઈ અભ્યાસ કરે છે તેમની સેવા આવી રીતે જ થાય છે, તો અમે એમની સેવા કરીએ તે કંઈ નહિ તો સ્વાર્થબુદ્ધિથી પણ આવશ્યક છે.' તે વખતે વિચાર થયો, કે હાય! અમારો જ દેશ એક અભાગી છે, કે ત્યાં શાળાની બોર્ડિંગોમાં માતા વિનાના અનાથાશ્રમમાં હોય એવી રીતે બધા વિદ્યાર્થીઓ માતૃહીન, આનંદહીન, સેવાહીન અવસ્થામા રહે છે! મુંબઈ, અમદાવાદ, કલકત્તા વગેરે સ્થળે છાત્રાલયો છે તે જોતાં સર્વત્ર માતૃહીનતાનો ખ્યાલ આવે છે. આવો માતા વગરનો દેશ તે કેવી રીતે શક્તિ મેળવી શકે? અશ્વત્થામા પોતાની માનું દૂધ તો નહિ પણ સ્નેહ તો મેળવી શક્યો હતો. તો આ અનાથ મા વગરનાં બાળકોને, દેશમા જ્યાં મા પણ ન મળે ત્યાં દેશમાતા તો ક્યાંથી જ મળે? અને તેથી બધા છાત્રાલયોમા પુરુષો જ અન્નપૂર્ણા હોય અને મૂછ-વાળી મા હોય એ દુર્ભાગ્ય દેશનું ભાવી કેવું? તે સ્થળે સ્ત્રીઓ સાથેની એ વાતચીત પછી જ્યારે નીચે આવ્યા ત્યારે

એકદમ વરસાદ આવ્યો. તેથી અર્ધો કલાક તેમની સાથે વધારે વાતચીત કરવાની તક મળી. તે વખતે પૂછ્યું: 'આ વૃદ્ધા અને તમે બીજી બધી સ્ત્રીઓ એક મંડળનાં છો?' તેમણે કહ્યું: 'હા. અમારે ત્યાં ઉત્તર અને દક્ષિણ ભાગનાં એવાં બે સ્ત્રીમંડળ છે, તેમાં આ દક્ષિણનું છે. એ મંડળમાં પંદરલાખ સભાસદો છે.'

### એકલાખ સાઠ હજાર અનાથ બાળકોની માતાઓ

જાપાનમાં એવું એક પણ શહેર નહિ માલૂમ પડે કે જ્યાં સેવા કરવાને હજારો સ્ત્રીઓ તૈયાર નહિ હોય. યોકોહામા અને ટોકિયો એ બે મધ્ય સ્થળ છે, ત્યાથી બધા સ્ત્રીમંડળને ટેલીફોન જેવા સાધન દ્વારા અર્ધા કે ત્રણ કલાકમાં તે મંડળ ખબર પહોચાડી શકે છે. બધા ટેલીફોન વગેરે સાથે આ મંડળને સંબંધ છે. જ્યારે ટોકિયોમા ધરતીકંપ થયો ત્યારે જાપાનની સરકારે માણસો, ધન વગેરેનો બંદોબસ્ત તો કર્યો હતો જ, પણ હજારો બાળકો જે માતૃહીન હતાં તેમની સંભાળ કોણ લે? ઉત્તર વિભાગના સ્ત્રીમંડળને પોતાને ત્યા જ એ પીડા હતી તેથી દક્ષિણના મંડળને સરકારે પૂછ્યુ: કે તમે કેટલા બાળકોનો ભાર લઈ શકો એમ છે? પાચ-છ કલાકમાં જ પ્રત્યુત્તર આવી ગયો કે બે લાખ સ્ત્રીઓ દરેક એકેક બાળકની સંભાળ લેવા તૈયાર છે. સરકારે તરત જ દરેક જાતનાં વાહનોથી ધરતીકંપવાળા ભાગમાથી બાળકોને લાવીને તેમને પહોચાડવાની તૈયારી કરી દીધી. સ્ત્રીઓએ કહ્યું: 'અમે પણ ત્યાં જઈને ઘાયલ થએલી દુઃખી

સ્ત્રીઓની સેવા કરીશું.' અને તેઓએ એ ભાગમાં પ્રવેશ કર્યો. એમાંથી પહેલે દિવસે એક લાખ બાળકોને બહાર કાઢયાં. બીજે દિવસે સાઠ હજાર બાળકોને બચાવ્યાં એકે બાળક મા વિનાનું ન રહ્યું અને બે ત્રણેક દિવસમાં એક લાખ સાઠ હજાર બાળકોની પરિચર્યાની સુંદર વ્યવસ્થા થઈ ગઈ. એ નારીમંડળમા જે વૃદ્ધ મુખ્ય સ્ત્રી હતી તે શ્રી ગુરુદેવનાં દર્શને આવેલી. એ બધી સ્ત્રીઓ જાપાનનો નવો યુગ શરૂ થયો ત્યારથી ચાલીસ પચાસ વર્ષથી સેવિકાઓ છે. શ્રી ગુરુદેવને અને અમને કહ્યું: આપના ભારતવર્ષના પૂર્વપુરુષોએ અમારા પૂર્વપુરુષો આગળ ધર્મની ભાવના આણી હતી. સમસ્ત સાધન મંત્ર આદિ વહન કરી આણ્યાં હતાં. આજે જાપાનના સ્ત્રીમંડળમાં ભારતવર્ષની કંઈ સ્ત્રીઓ એ પ્રાણ પૂરવા આવે છે તેની અમે પ્રતીક્ષા કરી રહ્યાં છીએ. અમારી એ ઇચ્છા છે કે અમે ભારતવર્ષની ગામેગામની સ્ત્રીઓની સેવા જોઈ આવીએ, તેમના ચરણતળે સેવા અને પ્રેમનું શિક્ષણ લઈ આવીએ; કારણ કે ભારત તો અમારા દેશના અમારા ધર્મના મુખ્ય પુરુષ ગૌતમબુદ્ધની ભૂમિ છે.' દુઃખથી અમે કહ્યુ: 'અમારા દેશનું આજે એવું સૌભાગ્ય નથી. અમારા દેશની સ્ત્રીઓ તમને કંઈ શિક્ષણ આપે એવું હાલ નથી.' પણ તેમણે અમારી વાતને ખોટો વિનય માની લીધો. તમારા પૂર્વપુરુષો જ્ઞાન અને ધર્મમાં પર્વત જેવડા હતા છતાં વિનયમાં માર્ગની ધૂળના રજકણ જેવા હતા તેથી અમે તમારી વાતને વિનય ગણીને જ સ્વીકારી લઈએ." એથી

તે વખતે અમને ગર્વ કે અભિમાન ન થયું પણ મેં નીચું કરીને આંખમાં આંસુ સાથે કહ્યું: 'હા ભગવાન! કેવું દુઃખ! અમારી પાસે કેવડી આશા રખાય છે અને અમારું ગજુ!' દરિદ્ર પાસે જઈ કોઈ યાચે અને તેને જેવી ગ્લાનિ થાય તેવી ગ્લાનિ તે વખતે અમને થઈ. આત્માના અમૃત માટે બીજા દેશો આપણી પાસે આશા રાખે છે અને છતાં આપણે કેટલા દરિદ્ર છીએ!

ત્યાંથી પછી કોબે ગયા. એ વખતે જાપાનના રાજકુંવરનો વિવાહ થવાનો હતો એટલે નગરેનગર અને ગામેગામ મહોત્સવ થઈ રહ્યો હતો. આ પ્રસંગે જાપાનના લોકો કહેવા લાગ્યા કે આ બહુ સારું થયું કે સાથેસાથે કવિવર ટાગોરનો પણ ઠીક સત્કારોત્સવ થઈ રહ્યો છે. જ્યારે શ્રી ગુરુદેવનું આખું મંડળ ટોકિયો જવા માટે તૈયાર થયું, ત્યારે મેં નમ્રતાપૂર્વક શ્રી ગુરુદેવને વિનંતી કરી. કે અહીંનાં તીર્થો અને સાધુનાં દર્શને હું જાઉં ?

ત્યાં સિદ્ધયોગીઓ સાથે જે જે વાતચીત થઈ તે હવે બીજા વ્યાખ્યાનમાં કહીશ.

